દેશદેશની

# અદ્ભુત વાતો



ભાગ ૧

આના ૧૦

બાલજીવન કાર્યાલય—વડોદરા.

* બાલજીવન'ના ગ્રાહકોને સં. ૧૯૮૮ ની ભેટ *

# દેશદેશની અદ્‌ભુત વાતો

[ ભાગ ૧ ]

: પ્રયોજક :

રમણુલાલ નાનાલાલ શાહ,

તંત્રી : બાલજીવન




: પ્રકાશક :

**બાલજીવન કાર્યાલય**

બાજવાડા :: વડોદરા

રૂા. ૦-૧૦-૦

: પ્રકાશક :
રમણલાલ નાનાલાલ શાહ
બાલજીવન કાર્યાલય
બાજવાડા : વડોદરા

આવૃત્તિ ૧ લી : સંવત ૧૯૮૮
[ સન ૧૯૩૧ ]



સોલ એજન્ટ
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરોડ :: અમદાવાદ



મુદ્રક : પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલ
મુદ્રણસ્થાન : સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા : અમદાવાદ

# બાલમિત્રોને

**પ્રિય મિત્રો,**

આ વેળા તમારે માટે જરા નવીન તરેહની વાતોની ચોપડી રજુ થાય છે. તમને વાતો ગમે છે. આ ચોપડીમાં સંખ્યાબંધ વાતો છે. પણ એમાંની ઘણી વાતોનાં નામો તમને નવાં લાગશે. ઘણાં નામો તો તમે સાંભળ્યાં પણ નહિ હશે.

એનું કારણ છે. મોટે ભાગે તમારે માટે જે વાતો તૈયાર કરવામાં આવે છે તે વાતો બીજા દેશની હોય તો તે ઉપરથી આપણા દેશનાં નામો વાપરી આપણા રીતરિવાજને બંધબેસતી હોય છે. આ ચોપડીમાં એ રીત રાખી નથી. આપણો વિશાળ દેશ બહુ મોટો છે, પણ દુનિયા એથી પણ વધારે મોટી છે. જાતજાતના મુલકોમાં જાતજાતની પ્રજાઓ રહે છે. એ દરેક દેશનાં બાળકોને તમારી માફક જ વાતો સાંભળવાનો શોખ હોય છે.

એવી જૂદાજૂદા દેશની વાતો પૈકી કેટલીક આ ચોપડીમાં તમારી આગળ રજુ કરી છે. એથી તમને બીજા દેશના લોકોના રીતરિવાજ અને એમની રહેણીકરણીનો કાંઈક ખ્યાલ આવશે.

આ વાતો તમને ગમતી હોય તો બેએક વર્ષ ઉપર આ જ જાતની 'દેશદેશની દંતકથાઓ' નામની એક ચોપડી બહાર પડેલી છે તે મેળવીને વાંચજો.

આવતે વર્ષે આ ચોપડીનો બીજો ભાગ બહાર પાડવા ધાર્યો છે. એમાં દુનિયાના હજુ ઘણા દેશો બાકી રહ્યા છે તે દેશોની વાતો રજુ કરવાની છે.

હવે વધારે વાર તમને રોકાય નહિ. ઝટઝટ પાનાં ફેરવી વાતો વાંચવા મંડી જાઓ. જય જય!

ભાદરવા વદી બીજ : ૧૯૮૭ **રમણલાલ ના. શાહ**

# વાર્તાઓની અનુક્રમણિકા

[ કાંઉસમાં વાર્તા કયા દેશની છે તે દર્શાવ્યું છે ]


(૧) નાગરાજા ... (પંજાબી) ... ... ૧
(૨) લાલ પીછાં ... (ઇટાલીયન) ... ... ૧૫
(૪) બે ભાઇઓ ... (અમેરિકન ઈંડીયન) ... ૨૯
(૪) લોભિયો ... (ચીનાઇ) ... ... ૩૬
(૫) વીર કુમાર ... (પોર્ટુગીઝ) ... ... ૩૮
(૬) વહાલી બિલાડી (અંગ્રેજી) ... ... ૫૧
(૭) વાનરરાજા ... (બ્રહ્મી) ... ... ૫૯
(૮) ચેકોપી ... (અમેરિકન ઇન્ડીયન) ... ૭૨
(૯) ક્રોધી ચેલો ... (ચીનાઇ) ... ... ૮૧
(૧૦) સત્યાગ્રહી ... (યૂરોપીયન) ... ... ૮૫
(૧૧) ચંદન મલયાગીરી (ગુજરાતી) ... ... ૯૩
(૧૨) મોતનો સાદ ... (રૂમાનીયન) ... ... ૧૧૨
(૧૩) શેરને માથે સવા શેર (સીદી ગુલામોની) ... ૧૧૮


## મુખ્ય ચિત્રો


(૧) મોટું થા રે, મોટું થા... ... ... મુખચિત્ર
(૨) પાછો જા, તું પાછો જા... ... ... ૫૫
(૩) આ જ આપણો ચોર છે... ... ... ૯૨
(૪) મા ને બંને દીકરા એકઠા થયા ... ... ૧૦૯



'મોટું થા રે, મોટું થા,

'વાસણ મારા તું મોટું થા!'—પાન ૩૦




એક હતી ડોશી. બિચારી ભારે દુઃખિયારી. છોકરો નહિ, છોકરી નહિ. કોઇ સગું વહાલું નહિ. ગામમાં ઘર નહિ. સીમમાં ખેતર નહિ. ઘરમાં ચપટી લોટ નહિ. માંડમાંડ દુઃખના દહાડા પૂરા કરતી હતી.

આવા દુઃખ કરતાં તો મોત ભલું. ' ભગવાન ! મારૂં મોત ક્યારે મોકલીશ ? ' ડોશી રોજ વિલાપ કરતી.

એક વાર નદીએ ઘડો લઇને પાણી ભરવા ગઇ. ચોમાસાના દહાડા. નદીનાં પાણી પૂરપાટ વહે. ડોશીએ પાણીનો ઘડો માંજીને પગથીયાં પર મૂકયો. અંદર નહાવા પડી.

નાહીને બહાર નીકળી. પાણીનો ઘડો ભરવા જાય તો ભારે ભારે. અંદર નજર કરી તો મોટા નાગ. ખાસ્સો ગુંચળું વાળીને બેઠેલો.

બીજો કોઇ હોય તો હબકી જ જાય. ડોશીએ તો રાજી થઇ ઉઢણીનું કપડું ઘડાને મ્હોંએ મજબૂત બાંધી લીધું. નાગ અંદર સપડાઇ ગયો. કેડમાં લઇ ડોશી તો ઘેર ચાલી.

ડોશી બડબડી: 'સારૂં થયું નાગદેવતા ! ભલે આવ્યા બાપ ! આ ડોશી બહુ દુઃખીયારી છે. ઘેર જઇને ઉઢણુ છોડી નાખી તમને બહાર કાઢીશ. મને નિરાંતે ડંખજો. તરત મરી જવાશે. દુઃખના દહાડા પૂરા થશે. પછી તમારી મરજી પડે ત્યાં જતા રહેજો. હું તો રોજ મોત માગતી હતી. આજ ભલે તમે આવ્યા !'

ઘેર જઇ ડોશીએ લુગડું બદલ્યું. ગાયનું છાણુ લઈ આવી. જમીન ઉપર ધ્રુજતે હાથે અબોટ દીધો. ઘીની એક વાટ પાડોશણુને ત્યાંથી આણી ઘીનો દીવો કર્યો. મરી જવાની બધી તૈયારી કરી.

ધીમે રહીને ઘડા ઉપરનું લુગડું છોડયું. હમણાં કરતો નાગ બહાર નીકળશે ને હમણાં કરડી ખાશે એમ ડોશીને આશા હતી. પણ અંદરથી તો કાંઇએ ન નીકળ્યું !

ડોશીને નવાઈ લાગી. 'નાગદેવતા ! બાપજી ! કેમ બહાર નીકળતા નથી ? ઉભા રહો, હું જ તમને કાઢું છું.'

ડોશીએ તો હાથ નાંખ્યો ઘડામાં. મુઠી ભરીને બહાર કાઢે તો તેજતેજના અંબારથી એની આંખો મીંચાઇ ગઈ !

ડોશીના હાથમાં નાગને બદલે બેમૂલો નવલખો હીરાનો

હાર હતો. એવો તો ભપકાદાર ને કીમતી કે રાજાના ઝવેરખાનામાં પણ ન મળે.

ડોશી તો અજાયબીથી આભી બની ગઈ. આવા હારને શું કરવું ?

એ તો ગઇ રાજાના દરબારમાં. રાજાને હાર બક્ષીસ આપ્યો.

રાજા રાજીરાજી થઈ ગયો. ડોશીને સોનામહોરોથી ભરેલી થેલીઓ ઇનામમાં આપી. ડોશીનું આખા જન્મારાનું દળદર ફીટી ગયું. ડોશી રાજી થઇ ઘેર ગઇ.

રાજાએ રાણીને હાર બતાવ્યો. રાણીની ખુશાલી તો માય નહિ. એનો ચંપકવરણો દેહ આ પાણીદાર હારથી એવો તો શોભી ઉઠયો કે વાત નહિ કરવાની.

રાણીએ એક મોટી પેટીમાં હારને સંભાળથી મૂકી દીધો.

* * *

એ વાતને બહુ દહાડા વીતી ગયા. એક વાર નજીકના મુલકના રાજાને ત્યાં મોટો ઉત્સવ હતો. રાજા રાણીને ત્યાં જવાનું હતું.

રાણી રાજાને કહેવા લાગી: 'જરા ઝવેરખાનાની પેટીમાંથી પેલો હાર કાઢી લાવો. આજે એ પહેરીને જઇએ.'

રાજા પેટીમાંથી હાર કાઢવા ગયો. પણ અંદર નજર કરે ત્યાં તો હાર ન મળે ! એક ખૂબસૂરત રૂપાળો બાળક હાથ પગ ઉંચા કરી અંદર ગેલ કરતો હતો. રાજા તો એ જોઇને સડક થઇ ગયો.



રાણી ઉતાવળ કરીને બોલી: ‘ શું જોઇ રહ્યા છો ? જલદી જલદી હાર લાવો ને ? ’

રાજા કહે: ‘ જરા અહીં આવ. અહીં તો હારને બદલે તને શોભાવે એવી બીજી કોઈ ચીજ છે.’

રાણી બોલીઃ ' બળ્યું, મશ્કરી શું કરો છો ? અંદર તે બીજું શું હોય ?'

રાજાએ આગ્રહથી રાણીને પાસે બોલાવી. પેલો બાળક બતાવ્યો.

રાણી તો હરખાઈ ગઇ. વરસો વીતી ગયાં હતાં. રાજા જુવાન મટી ઘડપણને કાંઠે આવી ઉભો હતો. છતાં રાણીને છોકરૂં છૈયું ન હતું. આવા રૂપાળા બાળકને ઘેર બેઠાં આવેલો જોઇ રાણીનો હરખ તો માય નહિ. એ તો છોકરાને છાતીએ વળગાડી હેતથી ગેલ કરવા લાગી. રાજા પણ બહુ રાજી થયો.

રાજારાણીએ બહારગામ જવાનું માંડી વાળ્યું. શહેરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો. નિશાળોમાં મીઠાઇ વહેંચાઈ. ગરીબ ગરબાંને અન્નવસ્ત્રો અપાયાં.

એમ ને એમ વરસો વહી ગયાં. રાજાનો કુંવર મોટો થયો. પાડોશના રાજાને એકની એક કુંવરી હતી. બંનેની સરખેસરખી જોડ હતી. એમનાં લગ્ન લેવાયાં. બંને રાજ્યોમાં ભારે ધામધુમ થઇ રહી. વાજતે ગાજતે લગ્ન થયાં.

રાજકુંવરી સાસરે આવી. રાજાનો કુંવર એટલે રૂપ-રૂપનો અંબાર. તેજનો સાગર. રાજકુંવરીનો હરખ તો માય નહિ. આથી સારો વર તો સ્વપ્નામાં પણ મળવાનો નહોતો.

એક વાર કુંવરી સરખી સાહેલીઓ સાથે હસવા ખેલ-વાની વાતો કરે છે. એક જણી કુંવરના જન્મની વાત કરી દે છે.

કુંવરી ચમકી. હેં ? મારો ધણી હીરાના હારમાંથી બાળક બની ગયો હતો ? એ તે કેવો ચમત્કાર ?

એણે એક વિશ્વાસુ સહીયર સાથે ભાળ કઢાવી કે જે ડોશી હાર રાજાને આપી ગઇ હતી તે જીવે છે કે નહિ ?

ડોશીમા તો સુખમાં દહાડા કાઢતાં હતાં. વાત પરથી વાત કરતાં બધી વાત ડોશીએ કુંવરીની બેનપણીને કહી દીધી.

કુંવરીને તો વધારે અજાયબી થઈ. મારો ધણી નાગ હતો ? આ બધો શો ચમત્કાર ? આજ ને આજ ખરી વાત કઢાવું ત્યારે ખરી.

* * *

કુંવર રંગમહેલમાં આવીને જુએ છે તો કુંવરી ઉદાસ બની એક બાજુ ભોંય પર પડી છે. એનાં કપડાંનું ઠેકાણું નથી. દાગીના વેરવીખેર થઇ ગયા છે. વાળનાં રેશમ જેવાં ઝુલફાં હવામાં આમ તેમ ફરફર ફરફર ઉડે છે.

'કુંવરી ! શું ઓછું આવ્યું ? અહીં શું દુઃખ પડ્યું ? તને કોણે દુભવી ? મને વાત તો કર ?' કુમાર વિનવે છે.

કુંવરી તો ન બોલે કે ચાલે.

કુંવર ફરીથી કરગરવા લાગ્યો: 'તું કહે નહિ ત્યાં સુધી શું સમજું ? અરે ! તારા સામી કોઇએ આંગળી ચીંધી હોય તો એનો હાથ કપાવી નાંખું. તને કોઇએ દુભવી હોય તો એને કેદમાં પૂરાવું. કોઇએ અપશબ્દ કહ્યો હોય તો એની જીભ કાપી નંખાવું. તને કોણે રંજાડી ? મને વાત તો કર ?'

કુંવરી ડુસકાં ભરતી કહેવા લાગી: ‘ તમે ખરેખરા કોણ છો ? મને એ વાત કહો.’

કુંવર ચમક્યો: પણ શાંત રહીને બોલ્યો: ‘ હું કોણ છું ? તું જોતી નથી ? હું રાજાનો કુંવર છું !’

‘ એમ નહિ. તમારા જન્મનો ભેદ શો છે તે કહો. તમે ખરેખરા કોણ છો ? એ વાત કહો તો જ હું તમારી સાથે બોલીશ. નહિ તો તમારી સાથે આજથી અબોલા! ’

કુંવર બહુ જ દિલગીર થયો. ગંભીરાઇથી કહ્યું: ‘ કુંવરી ! એ વાત જાણવામાં મજા નથી. એ હઠ ન કરીશ. એમાં ફાયદો નથી. પછી જીંદગીભરનો પસ્તાવો થશે. એ હઠ છોડી દે. ’

કુંવરીએ હઠ ન છોડી. એક તો સ્ત્રી હઠ. ઉંમર પણ બહુ મોટી નહિ એટલે સહેજ બાળ હઠ પણ ખરી. રાજાની એકની એક કુંવરી એટલે રાજહઠ પણ ખરી. એ શાની માને ?

બહુ દહાડા વીત્યા. કુંવરીના અબોલા કાયમ રહ્યા. કુંવર ઘણું ઘણું સમજાવે. એકની એક વાત: ‘ તમે કોણ છો તે કહો !’

આખરે કુંવર થાક્યો. કંટાળ્યો. એક વાર પુનમની રઢિયાળી રાત હતી. ચાંદો આકાશમાં મરક મરક હસી રહ્યો હતો. ચારે કોર દૂધ ઢોળાયું હોય એમ ચાંદની પસરી રહી હતી. કુંવરે કુંવરીને કહ્યું: ‘ કુંવરી ! છેલ્લી વાર કહું છું કે માની જા. હઠ છોડ. નહિ તો પછી માથે હાથ દઇને રડીશ.’

કુંવરી હજુ પણ એકની બે ન થઈ.

છેવટે કુંવરે કહ્યું: ' ત્યારે આજે મધરાતે મારી સાથે નદી કિનારે આવજે. ત્યાં તને બધી વાત કહીશ !'

કુંવરી મધરાતે કુંવર સાથે નદી કિનારે ગઇ. કુંવર કમરબુડ પાણીમાં ઉભો. ફરીથી એક વાર હઠ છોડવા વિનવણી કરી જોઇ. કુંવરીનો દહાડો રૂઠયો હતો. એણે ના પાડી.

' સાંભળી લેજે ત્યારે, કુંવરી ! ' કુંવર બોલ્યો, ' હું નાગલોકનો રાજકુમાર છું. મારો એક વાર કાંઈક અપરાધ થયો. મને વરૂણદેવે પાતાળમાંથી હાંકી મૂકયો. હું પૃથ્વીપર આવ્યો. નાગ મટી હીરાનો હાર બન્યો. તેમાંથી બાળક બન્યો. તેમાંથી કુંવર બન્યો ને તને પરણ્યો. હવે તો કુંવરી ! બોલ્યુંચાલ્યું માફ કરજે. તારે ને મારે રામરામ છે ! '

નાગરાજા બોલી રહ્યો કે તરત જ એક ભયંકર નાગ સુસવાટા કરતો પાણીનાં મોજાંમાં સમાઇ ગયો.

કુંવરી તો આભી બની ગઇ. ' ઓ નાગરાજા ! મને માફ કરો. હવે કદી નહિ પૂછું. પાછા હતા એવા થઈ જાઓ. હાય, હાય ! મને કેવી કબુદ્ધિ સુઝી ? ' એમ બોલી કુંવરી ચોધાર આંસુએ વિલાપ કરવા લાગી. પણ નાગ ગયો તે ગયો.

આખી રાત કુંવરી નદી કાંઠે બેસી રહી. રડરડ કર્યા કર્યું. પણ કુંવર તો ગયો તે ગયો. પાછો ન જ આવ્યો.

* * *

દહાડા ઉપર દહાડા વહી જવા લાગ્યા. કુંવરી પોતાના સાસરે એકલીઅટુલી દહાડા ગુજારે છે. દરરોજ એની આંખોમાં આંસુ ઉભરાય છે. દરરોજ એને પારાવાર પસ્તાવો

થાય છે. પણ પહેલાં સાહસ કરે ને પછી હાથ ઘસે એમાં શું વળે ?

એક વાર મધરાતની વેળા છે. કુંવરી છત્રપલંગપર પોઢી છે. આખું નગર જંપી ગયું છે. ચારે બાજુ કાળી ઘોર મધરાતનાં અંધારાં ઉતર્યાં છે. કુંવરીને પથારીમાં કાંઇક સળવળ થતું લાગે છે. દીવો સંકોરે છે. ધારીને જુએ છે તો મોટો કાળો ભોરીંગ નાગ !

કુંવરીને કમકમાં આવ્યાં.

નાગને વાચા થઈ. 'કુંવરી ! ઓળખે છે મને ? મારાથી બીહે છે, ખરૂં ?'

એ જ જાણીતો અવાજ. એજ મધુર ભાષા. પણ હાય ! આજ કુંવર ક્યાં છે ? કુંવર તો કાળો નાગ બની ગયો છે.

નાગને પોતાના હાથમાં લઈ કુંવરી બોલી: 'વહાલા કુમાર ! કેમ ન ઓળખું ? અરેરે ! મારી અવળી મતિએ મને જીંદગીભરની પાયમાલ કરી નાંખી !'

કુંવરી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. નાગરાજા એને દીલાસો દેવા લાગ્યો.

* * *

એમ ને એમ દિવસો વહેવા લાગ્યા. નાગ કુંવરીને મળવા ઘણીય વખત આવતો. નિરાશ બની પરોઢ થાય તે પહેલાં પાછો જતો.



એક વાર નાગને પંપાળતી પંપાળતી કુંવરી બોલી: ‘ નાગરાજા ! મારાથી આ નથી સહેવાતું. એનો કાંઇએ ઉપાય નથી ? ’

નાગરાજાએ ડોકું હલાવ્યું.

કુંવરીએ ફરી પૂછ્યું: ‘કાંઇ પણ ઉપાય હોય તો બતાવો. તમને પાછા મેળવવા ગમે તે કરતાં આંચકો નહિ ખાઉં.’

‘તારાથી નહિ બને, કુંવરી !’ નાગરાજ બોલ્યો.

છેવટે કુંવરીએ બહુ કાલાવાલા કર્યા ત્યારે નાગરાજ કહે: ‘ એક ઉપાય છે ખરો. પણ તે બહુ જ આકરો છે. આવતી અમાસને દહાડે તારા આ ખંડમાં ચારે બાજુ કઢેલાં દૂધનાં કુંડાં મૂકાવજે. સુગંધીદાર ફૂલોના ઢગલા કરા-

વજે. બારીબારણાં ઉઘાડાં રાખજે. બરાબર મધરાતે હું મારાં મા, ભાઇઓ, બહેનો બધાંનાં ટોળેટોળાં લઇને અહીં આવીશ. અમે બધું દૂધ પી જઇશું. પછી ફૂલમાં ખૂબ આળોટીશું. નાગરાણી રાજી થશે. એ તને કહેશે કે માગ, જોઇએ તે આપું. તે વેળા તું કહેજે કે તમારો દીકરો મને પરણ્યો છે. એને પાછો આપો. નાગણીઓ ને નાગને જોઇને તું બ્હી જઇશ ને માગણી નહિ કરે તો કશું વળશે નહિ, ને ફરી કદી હું તને મળીશ નહિ.'

કુંવરીએ એમ કરવા હા પાડી.

અમાસની મધરાત આવી લાગી. રાજાના નગરમાં મધરાતનાં ચોઘડીયાં વાગ્યાં. બરાબર એ જ વખતે નદીની બાજુથી જાણે કાળાં દોરડાંના ભારેભારા રાજમહેલ તરફ ધસી આવતા હોય એમ જણાયું.

ધીમે ધીમે સેંકડો નાગ, નાગણીઓ, નાગનાં બચ્ચાં, બધાં રાજમહેલમાં આવ્યાં. કુંવરીના ખંડમાં પેઠાં. કઢેલાં દૂધ ધરાઇ ધરાઇને પીધાં. ચંપા ને મોગરો, જુઇ ને જાઇ, ચમેલી ને પારિજાતક, બોરસલી ને કેવડો, ગુલાબ ને કૃષ્ણ કમળ, ગલગોટા ને ગુલછાવડી, જાતજાતનાં સુંદર કોમળ સુગંધીદાર ફૂલોના ઢગલાઓમાં બધા નાગ ખૂબ આળોટયાં. બધાં રાજી રાજી થઇ ગયાં.

વહાણું વાવાની વેળા થવા આવી. બધાં જવાની તૈયારી કરવા લાગ્યાં. નાગરાણીને વાચા થઇ. તે બોલી ઉઠી: 'કોઇ છે ? માગ, માગ, જે માગે તે આપું."



કાલે સવારે નદી કાંઠે જજે......(પાનું ૧૩)

તરત કુંવરી નજીક આવી. નાગરાણીની સામે જરાકે ગભરાયા વગર ઉભી રહી, ને બોલી: 'નાગમાતા! મારે માગવું છે. રાજી થયાં હો તો માગીશ તે આપીશ એવું વચન દો.'

'દીકરી! ખુશીથી જોઇએ તે માગી લે!' નાગરાણી આ સુકોમળ કુંવરીનો દયામણો દેખાવ ને એની નરમાશ જોઇ રાજી થઇને બોલી.

'માજી! તમારો કુંવર આપી દો. માણુસ બની એ મને પરણ્યા. મેં અભાગણીએ હઠ કરી. એમના જન્મની વાત જાણુવા જીદ પકડી. એમણે છેવટે વાત કરી, ને નાગ બની તમારી પાસે આવતા રહ્યા છે. મારો ગુન્હો માફ કરો: મને મારા વર પાછા આપો.' કુંવરી કરગરીને બોલી.

નાગણુ કહે: 'સાચેસાચ, તું ફરીથી એવી હઠ નહિ કરે?'

કુંવરી: 'મારી જીંદગીના છેડા સુધી નહિ કરૂં.'

નાગરાણી બોલી: 'કાલે સવારે નદીકાંઠે જજે. ત્યાં તને તારો વર મળશે. બેટા, સુખી થજે! મારો આશીર્વાદ છે.'

કુંવરી નાગણીને પગે લાગી. નાગણી આશીર્વાદ દઇને પોતાના કુટુંબપરીવાર સાથે જતી રહી.

વહાણું વાયું. કુંવરી નદીએ ગઇ.

દૂરથી કોઇ સોહામણો જુવાન પાણી પર તરતો આવતો હતો. એ જ રૂપાળું મ્હોં. એ જ તેજદાર છટા. માથે એ જ મુગટ.

જોતજોતામાં તો કુંવર કિનારે આવી પહોંચ્યો. કુંવરી એના પગે પડી. હરખાઇને કુંવરે એને પોતાની સાથે લીધી.

બંને મહેલમાં ગયાં. ઘરડાં રાજારાણી તો કુંવરને પાછો ફરેલો જોઇ જાણે હરખઘેલાં બની ગયાં. એમને મન તો

કુંવર નવે અવતારે આવ્યો હતો. આખા નગરમાં આનંદ મંગળ વરત્યાં. બધે ધમાલ ને ધામધુમ થઇ રહી.

જતે દહાડે રાજાએ કુંવરને રાજપાટ સોંપી દીધું. પોતાની રાણીને લઈ જંગલમાં પ્રભુ ભજન કરવા ચાલ્યો ગયો.

કુંવર કુંવરી ખાય છે, પીએ છે, રૂડી રીતે રાજ કરે છે, ને મજા કરે છે. કોઇ કોઇ વાર કુંવરીને પોતાની હઠની વાત સાંભરી આવે છે ત્યારે હજુ ય કમકમી ઉઠે છે.

અને પેલી ડોશીનું શું થયું એ તમારે જાણવું છે? કુંવરીને ઘેર ખોળો શોભે એવાં રૂપાળાં બાળકો આવ્યાં તેને હીરામાણેકના ઘુઘરે હજુ ય ડોશીમા રમાડે છે !*

***

* પંજાબી દંતકથા

# લાલ પીળાં

રાજા ને રાણી બંને દુ:ખી હતાં. નસીબને કદુવા દઈ દહાડા ગુજારતાં હતાં.

રાજા, ને વળી દુ:ખી? રાજ હોય, પાટ હોય, નોકર હોય, ચાકર હોય, સાહેબી હોય, નાણું હોય, પાણી કહેતાં દૂધ હાજર થતું હોય એને તે શું દુ:ખ હશે?

વાત એમ હતી કે રાજા ને રાણી બંને આંધળાં હતાં. એમને બધી વાતે સુખ હતું. ત્રણ ત્રણ તો કુંવર હતા. પણ આંખ જેવું રત્ન દુનિયામાં બીજું કયું છે? એ રત્ન રાજારાણીને નહોતાં. પછી બંને દુ:ખના દહાડા કાઢે એમાં શી નવાઇ?

રાજા રાણી બંનેએ દવાદારૂ કરવામાં કચાશ નહોતી રાખી. દેશદેશથી ડાકટરો ને વૈદો ને હકીમો તેડાવી દવા કરાવી હતી. પણ બધું નકામું નિવડયું હતું. એ દરદ આગળ કોઈનો ઉપાય ચાલતો નહોતો.

શાહેર બહાર એક ડોશી રહેતી હતી. બિચારી બહુ દુ:ખિયારી હતી. એની ચાકરી બરદાસ લેનાર કોઈ નહોતું. એને કોઇ પાણીની લોટી પણ પાય એમ નહોતું.

એ ડોશી એક વાર માંદી પડી. રાણીના કાને વાત આવી. રાણી બહુ માયાળુ હતી. પોતાને દરદ હતું એટલે સામાના દરદની વેદના સમજી શકતી હતી. એણે ગાડી જોડાવી. ડોશીની ઝુંપડીમાં જાતે ગઇ. એને માટે દવાદારૂનો બંદોબસ્ત કરાવી આપ્યો. ખાવાપીવાની જોગવાઇ કરી આપી.

થોડા દહાડામાં તો ડોશી સાજીતાજી બની ગઈ. એક વાર રાણી એની ખબર જોવા આવી. ડોશી રાણીને આવકાર દઇને બોલી: 'રાણીબા! મારા જેવી ગરીબ ડોશી પાસે તો તમારા ઉપકારનો બદલો વાળવાનું શું હોય? તમારી ભલાઇનો બદલો ભગવાન તમને આપશે. પણ મારે તમને એક સલાહ આપવાની છે. તમારા ત્રણે દીકરાઓને દેશદેશાવર મોકલી આપો. દુનિયામાં કોઈક સ્થળે ગ્રીફીનરાજ નામનો પક્ષીઓનો રાજા રહે છે, એની છાતીમાંથી લાલ પીછું જો મળી આવે તો તેની અણી આંખમાં આંજવાથી તમારો ને રાજાસાહેબનો અંધાપો ઓસરી જશે!'

રાણીએ રાજાને વાત કરી.

રાજાએ ત્રણે કુંવરોને બોલાવ્યા. એમને સૂચના આપી: 'તમારામાંથી જે કોઈ ગ્રીફીનરાજ પક્ષીની છાતીનું પીછું મને આણી આપશે તે મારી પછી ગાદીએ બેસશે. માટે જાઓ, અને પીછું લઈ આવો.'

ત્રણે કુંવરો પીછું લેવા નીકળ્યા.

એ ત્રણ રાજપુત્રોનાં નામ તમને ખબર છે? મોટાનું નામ જુલીયો. વચલાનું નામ ઓર્લેન્ડો. નાનાનું નામ ટીટો.

તેઓ ફર્યા ફર્યા તે ખૂબ ફર્યા. અહીં તહીં ને સઘળે

ફરી વળ્યા. આખી દુનિયા માથે કરી. ક્યાંય પણ પક્ષીરાજ ગ્રીફીનની કોઇને ભાળ નહોતી.

એક વરસ, એક મહિનો, ને એક દહાડો રઝળપાટમાં વીતી ગયો. ત્રણે ભાઇઓ નિરાશ બની શોધ પડતી મૂકી ઘર તરફ પાછા ફરવાની તૈયારી કરતા હતા, એટલામાં રસ્તામાં એક ડોશી મળી.

ડોશી કહે: 'અલ્યા જુવાનડાઓ! ક્યાં જવા નીકળ્યા છો? તમે ત્રણે છો તો જુવાન જેવા, ને આમ ઉદાસ કેમ દેખાઓ છો? શું દુઃખ છે?'

'અમે ગ્રીફીન પક્ષીરાજની શોધમાં નીકળ્યા છીએ,' ભાઇઓએ જવાબ દીધો.

'એ તો ભાગ્યે જ કોઇને દર્શન દે છે. તમારે એનું શું કામ પડ્યું છે?' ડોશીએ પૂછ્યું.

ભાઇઓએ ડોશીને પોતાનાં આંધળાં માબાપની બધી વાત કરી.

ડોશી વિચાર કરીને બોલી: 'ભલે, હું તમને રસ્તો બતાવીશ. હજુ તો તમારે બહુ જ લાંબો પંથ કાપવાનો છે. આ ને આ રસ્તે ચાલ્યા જાઓ. એક વરસ, એક મહિનો, ને એક દહાડો ચાલશો ત્યારે એક મોટા પહાડ આગળ પહોંચશો. એ પહાડ ઉપર એક જંગી કુવો છે. એ કુવો એટલો બધો અંધારો ને ઉંડો છે કે અંદર નજર કરીએ તો તંમર આવે.

'એ કુવાની અંદર તમારામાંથી જે સૌથી વધુ છાતી-ઘડો હોય તેણે ઉતરવું પડશે. જો એનામાં ખંત ને ઉત્સાહ

હશે તો તે પક્ષીરાજ શ્રીપીનની પાસે એ રસ્તે જઈ શકશે. એને ત્યાં એક વરસ, એક માસ, અને એક દિવસ સુધી નમનતાઈથી નોકરી કરવી પડશે. પછી એ ખુશી થશે ને જે જોઈએ તે માગવાનું કહેશે. તે વેળા પીછું માગી લેજો. જાઓ, ફતેહ કરો.'

ત્રણે ભાઈઓ રસ્તે પડયા. એક વરસ, એક માસ ને એક દિવસ સુધી ચાલચાલ કર્યા કર્યું. બરાબર મુદત પૂરી થઈ ત્યારે એક ઉંચા પહાડ ઉપર આવી પહોંચ્યા. છેક ટોચે તપાસ કરી તો પેલો કુવો પણ જડયો.

કુવાની અંદર નજર કરી તો બધે અંધારૂં અંધારૂં. કશું જણાય જ નહિ. કુવો એટલો ઉંડો, એટલો ઉંડો, કે નાખી નજર ન પહોંચે.

પહેલું અંદર ઉતરવાનું જુલીયોએ માથે લીધું. એક મોટું દોરડું બનાવ્યું. તેને કમરે વીંટાળી ઓર્લેન્ડો ને ટીટોએ આસ્તે આસ્તે એને નીચે ઉતારવા માંડયો. એની પાસે એક રણશીંગું રખાવ્યું હતું. જો કંઇ હરકત નડે તો રણશીંગું વગાડવું, એવો સંકેત કર્યો હતો.

થોડી વાર થઈ ત્યાં તો દોરડું ખૂબ જોરથી હાલતું જણાયું. બંને ભાઈઓએ દોરડું ઉપર ખેંચી લીધું. પગથી માથા લગી ભીંજાયલાં કપડાં સાથે જુલીયો કુવાની બહાર આવ્યો. એણે બંને ભાઈઓને ખેંચતા વાર લગાડી માટે ઠપકો આપ્યો. કહી દીધું કે અંદર તો બધે પાણી, પાણી ને પાણી છે. ત્યાં તો શ્રીપીન પણ નથી ને કાંઈ પણ નથી. નાહક ડોશીએ રખડાવ્યા.

હવે ઓર્લેન્ડોએ અંદર ઉતરી જોવાનું નક્કી કર્યું. જુલીયો ને ટીટોએ મળી એને અંદર ઉતાર્યો. એ મોટા ભાઈ કરતાં થોડી વધારે વાર પાણીમાં રહ્યો, પણ પછી એને પણ ઉપર ખેંચી લેવો પડયો. એણે જણાવી દીધું કે અંદર પક્ષીરાજ હોય એમ મને તો લાગતું નથી, છતાં હશે તો પણ એ એવે ઠેકાણે રહે છે કે આપણને જડે એમ નથી. માટે આપણે તો હવે ઘરભેગા થઈ જવું એ જ સારૂં છે.

હવે આવ્યો ટીટોનો વારો. એણે કહ્યું: 'ભાઇઓ, મારે માટે અહીં એક વરસ, એક મહિનો ને એક દિવસ લગી રાહ જોજો. જો ત્યાં લગીમાં હું તમને કશી નિશાની ન કરૂં તું હું મરી ગયો છું એમ સમજી જતા રહેજો. પણ ત્યાં લગી મને પ્રયત્ન કરી જોવા દો.'

બંને ભાઇઓએ ટીટોને કુવામાં રણશીંગું આપીને ઉતાર્યો. છેક ઉંડે ઉતર્યા પછી ટીટોએ તો દોરડું છોડી દીધું. જોરથી ડુબકી મારી પાણીની અંદર ખૂબ ખૂબ ઉંડો ને ઉંડો ગરકી જવા લાગ્યો. છેવટે એના પગ કુવાના તળીએ અડક્યા. એક બાજુ મોટી જબરી ગુફા હતી.

ટીટો ચાલ્યો ગુફામાં. ચાલ ચાલ કર્યા જ કર્યું. કેમે કર્યો પાર ન આવે. બિચારો થાકીને હાંફી ગયો.

છેવટે છેક ઉંડાણની બાજુ એક દરવાજો જડયો. એણે ધીમે રહીને દરવાજો ઉઘાડયો. મોટો દરબારગૃહ નજરે પડયો. વચમાં હીરાજડિત સિંહાસન હતું. તેના ઉપર પક્ષીરાજ ગ્રીફીન ભારે દમામથી બેઠો હતો. એનું

મ્હોં સિંહનું હતું. છાતી ને પાંખો પક્ષીની હતી. એનાં પીછાંનો રંગ ખૂબસૂરત ચમકદાર લાલ હતો. માથે ભારે દમામથી રાજમુગટ શોભતો હતો.

ટીટોએ પક્ષીરાજને નીચા વળી નમસ્કાર કર્યા. અદબ વાળી ઉભો રહ્યો.

'જુવાન ! કહે, અહીં કેમ આવ્યો છે?' પક્ષીરાજ બોલ્યો.

'મહારાજ ! આપની તહેનાતમાં નોકરી કરવા !' ટીટોએ નમનતાઇથી જવાબ દીધો.

ટીટો પક્ષીરાજ ગ્રીફીનની નોકરીમાં રહ્યો. એક વરસ, એક મહિનો ને એક દિવસ વીતી ગયો. ટીટોએ એવી તો સરસ રીતે પક્ષીરાજની નોકરી કરી હતી કે તે ટીટો ઉપર બહુ રાજી થયો હતો.

એણે ટીટોને પૂછ્યું: 'ભલા જુવાન, કહે, તારી શી ઇચ્છા છે? તારા કામથી મને સંતોષ થયો છે.'

ટીટો બોલ્યો: 'મહારાજ, મારાં માબાપ આંધળાં છે, એમને દેખતાં કરવા આપનાં પીછાં જોઇએ છીએ.'

પક્ષીરાજે છાતીમાંથી ત્રણ પીછાં કાઢી ટીટોને આપ્યાં, ને કહ્યું: આમાંના ગમે તે પીછાની અણી આંખને લગાડવાથી આંધળાં દેખતાં થશે. હવે તને જવાની રજા છે.'

ટીટો પક્ષીરાજને નમન કરી બહાર આવ્યો. કુવાને તળીયેથી પાણીની સપાટી પર આવ્યો. દોરડું ખેંચ્યું ને રણશીંગું ફૂંક્યું.

બંને ભાઇઓ આજે ચાલ્યા જવાના હતા. પણ એટલામાં દોરડું હાલતું જોઇને એમણે ટીટોને બહાર કાઢયો. ટીટો ભાઇઓને ભેટયો. પેલાં પીછાં બતાવ્યાં.

પણ માબાપના અંધાપાનો ઉપાય જડવાથી રાજી થવાને બદલે મોટો ભાઇ જુલીયો તો અદેખાઇથી સળગી જવા લાગ્યો. એ ગુસ્સે થઇ ટીટોને કહે : ‘ ત્રણે પીછાં તું એકલો આપણા બાપની પાસે લઈ જઈ ન શકે. અમે પણ મહેનત કરી છે. અમે તારી અહીં રાહ ન જોઇ હોત તો તું ઉપર આવત શી રીતે ? માટે દરેક ભાઇ એકેકું પીછું લઇ જાય. ’

ટીટો કહે : ‘ ભલે. ’

એણે હલકું ને ખરાબ પીછું હતું તે જુલીયોને આપ્યું. એથી જરા સારૂં હતું તે ઓર્લેન્ડોને આપ્યું. એણે સૌથી વધુ મહેનત કરી હતી માટે સૌથી નાનું ને ખૂબસૂરત લાલ પીછું પોતે રાખ્યું.

ટીટોએ ઉદારતાથી પીછાં વહેંચી આપ્યાં છતાં જુલીયોના મનનું સમાધાન ન થયું. રસ્તામાં એકાંત જોઇ ઓર્લેન્ડોને પોતાની પાસે બોલાવી જુલીયો કહેવા લાગ્યો : ‘ટીટો કેવો ખધણો છે ! એને માબાપની મહેરબાની મેળવવી છે. તને ને મને આઘા ધકેલી ગાદીએ બેસવું છે. હું મોટો ભાઈ છતાં મને હલકામાં હલકું પીછું આપ્યું. તું પણ એનાથી મોટો હોવા છતાં તને હલકું પીછું આપ્યું. અને ભાઇસાહેબે પોતે સારામાં સારૂં પીછું રાખ્યું ! ’

દુનિયામાં બધા અંધાપાનું કદાચ ઓસડ હશે. સ્વાર્થના અંધાપાનું ઓસડ નથી. જુલીયોએ એ વાતનો તો વિચાર જ ન કર્યો કે ટીટોએ એક વરસ, એક મહિનો ને એક દિવસ કેટકેટલી જહેમત ઉઠાવી હતી ત્યારે જ પીછાં મળ્યાં હતાં. અદેખાઇ ને સ્વાર્થ આગળ ખરી વસ્તુ જોઇ શકાતી જ નથી.

છૂપી રીતે એણે ઓર્લેન્ડોને સમજાવ્યું કે ટીટો પીછું ઘેર લઇ જઇ શકવાનો જ નથી. રસ્તામાંજ હું એને પૂરો કરી નાખીશ !

ઓર્લેન્ડો કમકમી ઉઠયો. મોટા ભાઈને એણે ઘણો વાર્યો. એવો નગણો ને ખૂની ન બનવા બહુ બહુ સમજાવ્યો. પણ જુલીયોના હૈયામાં પાપ વસ્યું હતું. એણે ઓર્લેન્ડોની શિખામણને જરા ય ગણકારી નહિ. લાગ જોઇ એણે ટીટોને છરી ભોંકી મારી નાખ્યો ! એની પાસેનું સુંદર પીછું લઇ લીધું. એના મડદાને ત્યાં જ રઝળતું મૂકી જુલીયો આગળ ચાલ્યો.

રસ્તામાં ઓર્લેન્ડોને પણ સખત ધમકી આપી કે ટીટોના ખૂનની વાત કોઇને કરીશ તો તને ઠાર મારીશ. વળી તારી વાત કોઇ માનવાનું પણ નથી, ને વાત કરીશ તો પણ હવે ટીટો જીવતો થવાનો નથી.

ઓર્લેન્ડો બિચારો કમકમી ઉઠયો હતો. એણે ગભરાઇને ચૂપ રહેવા હા પાડી.

વખત વીત્યે તેઓ પોતાના શહેરમાં ગયા. રાજા રાણીને

મળ્યા. એમને પીછાં આપ્યાં. જુલીયોએ ટીટોવાળા પીછા-વતી રાજા રાણીની આંખો સાજી કરી. રાજા રાણીનો અંધાપો ઓસરી ગયો. બંને દેખતાં થઈ ગયાં.

તેમની ખુશાલીનો પાર ન રહ્યો. જુલીયો ને ઓર્લેન્ડોને રાજા રાણી હેતથી ભેટયાં. ટીટોને ન જોવાથી તેમણે જુલીયોને પૂછ્યું: 'તમે બે તો આવ્યા, પણ ટીટો ક્યાં છે? મારો એ લાડકો દીકરો ક્યાં રોકાયો?'

ઢોંગી જુલીયો આંખમાંથી ખોટાં ખોટાં આંસુ સારતો બોલ્યો: 'બાપુ! ભારે દુઃખની વાત બની છે. અમે રસ્તામાં આવતા હતા ત્યાં જોર્ડન નદી આગળ નહાવા જતાં ગરીબ બિચારો ટીટો ડુબીને મરી ગયો. અમે એને બચાવવા બહુ મહેનત કરી. પણ મારાં કમનસીબ કે મારી મહેનત અફળ ગઈ. વહાલો ટીટો મરણ પામ્યો!'

જુલીયોના ઢોંગ ધતુરા જોઇ બિચારો ઓર્લેન્ડો તો હબકી જ ગયો. એનાથી કશું બોલી ન શકાયું.

રાજારાણી પણ વિલાપ કરવા લાગ્યાં.

આખરે રાજાએ બંને ભાઇઓને કહ્યું: 'જુલીયો બે પીછાં લાવ્યો છે. એને મારા પછી ગાદી મળશે. ઓર્લેન્ડો એક પીછું લાવ્યો છે. એને દરબારી એલચી નીમવામાં આવે છે. પરદેશમાં રાજાઓ પાસે જવું હોય ત્યાં એ જશે.'

જુલીયો મનમાં ખૂબ મલકાયો. ભાઇના લોહીથી ખરડાયલા ખૂની હાથમાં રાજદંડ આવશે એ વિચારે બિચારો ઓર્લેન્ડો બહુ દિલગીર થયો. પણ હવે ખરી વાત કહેવામાં

લાભ નહોતો. એ વાત કોઈ માને એમ પણ નહોતું. એટલે ચુપ રહેવા સિવાય બીજો ઇલાજ નહોતો.

* * * *

હવે આપણે ટીટોના મડદાની શી દશા થઇ તે જોઇએ. ટીટોને જે જગ્યાએ એના ભાઇએ મારી નાખ્યો તે જગાની નજીક જોર્ડન નદીના કિનારે એક ગોવાળ રહેતો હતો. દરરોજ નદીકિનારે ગાયોનાં ધણ ચરાવતો ને મજા કરતો.

એક દિવસ એ ગોવાળના કુતરાએ નદીની ભીની રેતીમાં દટાયલું મડદું શોધી કાઢ્યું. એ મડદું ટીટોનું હતું. ગોવાળે એ મડદાની ચામડીમાંથી એક કોથળી બનાવી. એનાં હાડકાંમાંથી વાંસળી બનાવી. એ બેને જોડીને કોથળીવાળું વાજું* બનાવ્યું.

એક વાર બપોરે નવરાશ મળી ત્યારે ગોવાળે વાજું વગાડવું શરૂ કર્યું.

વાજું મ્હોંએ લગાડતાં તો આપોઆપ અંદરથી અજબ સૂર નીકળવા મંડયા. આખું વાતાવરણ દિલગીરીથી છવાઈ ગયું. જોતજોતામાં તો બહુ દયામણા છતાં ચોકખા અવાજે ગીત સંભળાવા લાગ્યું.

'વગાડ તારૂં વાજું વગાડ તું વગાડ,
'મારા શરીરનું વાજું વગાડ.

---

* એ કોથળીવાળા વાજાને અંગ્રેજીમાં બૅગ પાઇપ કહે છે. ધમણ જેવી કોથળીને ત્રણ ચાર વાંસળી જેવી પીપુડીઓ લગાડેલી હોય છે ને તે વતી જાતજાતના સૂર નીકળે છે. આપણ દેશમાં પણ ઘણીક વાર કોઇ કોઇ વાજાં વગાડનારાઓ એવાં વાજાં વગાડે છે.

'રાજા તણા ત્રણ કુંવરો નીકળ્યા દવાની શોધમાં,
'પીછાં લઈ પાછાં ફરંતાં ભાઇ આવ્યો ક્રોધમાં;
'લઇને કટારી ક્રોધથી ભોંકી શરીરે જુલીયે,
'મુજ પ્રાણ લીધા ને પછાડયો, નદીકિનારે પાપીએ.
'નાઠો લઈ પીછાં, મને મડદું બનાવીને ગયો.
'રાજા થશે એ જુલીયો, ટીટો હવે વાજું થયો.'

ભરવાડને તો બહુ જ નવાઇ લાગી. આ વાજું આવું એની મેળે શી રીતે ગાતું હશે ? એણે તો ફરી વાજું મ્હોંમાં લીધું. ફરી એના એ જ સૂર. ફરી એનો એ જ શોકાતુર અવાજ. ફરી એનું એ જ દયામણું ગીત. પશુઓની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. પક્ષીઓ ચણતાં બંધ થઈ શોકમાં ગરકાવ થઈ ગયાં.

ભરવાડ તો ઘેર ગયો. બીજે દહાડે શેરીમાં વાજું વગાડવું શરૂ કર્યું. બધાં કામધંધો છોડી વાજુ સાંભળવા એકઠાં મળ્યાં. સ્ત્રીઓ, બાળકો, માણસો, બધાં ગીત સાંભળતાં જ કકળી ઉઠયાં. બધાંની આંખો આંસુથી ભીંજાઈ ગઈ. કોઇએ પાઈ તો કોઇએ પૈસો, જેની પાસે જે હતું તે ગોવાળની ટોપીમાં ફેંક્યું. વળી વળીને એ ગીત સાંભળવાની લોકોને તાલાવેલી લાગી.

ગોવાળને તો આ ઠીક ઉદ્યોગ જડી ગયો. ઢોર ચરાવવાનું પડતું મૂકી એ તો જ્યાં ત્યાં વાજું વગાડવા જવા લાગ્યો. બધેથી એને પૈસાના ઢગલા મળે.

એ તો ધીમે ધીમે જૂદા જૂદા મુલકમાં વાજુ લઇને ફરવા લાગ્યો. આપોઆપ આવું બોલતું વાજું સાંભળી લોકો

છક થઇ જતા. વળી વળી એમને એ ગીત સાંભળવું બહુ ગમતું. એમ કરતાં કરતાં એ ગોવાળ ફરતો ફરતો ટીટોના બાપના રાજ્યમાં આવી પહોંચ્યો. રાજધાનીના શહેરમાં શેરીએ શેરીએ ગોવાળ એ ચમત્કારી વાજું વગાડવા લાગ્યો. આખા શહેરમાં ઘેરેઘેર ને ઠેરેઠેર એ વાજાવાળાની વાત ફેલાઇ ગઇ.

રાજાએ પણ વાત સાંભળી કે એક વાજાંવાળો આવ્યો છે ને તેનું વાજું એની મેળે ગીત ગાય છે. ટીટોના મરણથી દુ:ખી થયેલી રાણીનો જીવ બે ઘડી ખુશ થાય એ ઇરાદે એણે ગોવાળને રાજમહેલમાં તેડી મંગાવ્યો.

દરબાર ભરાયો. રાજા, રાણી, ગાદીવારસ કુંવર જુલીયો, ઓર્લેન્ડો, દરબારીઓ, બધા એકઠા થયા. વાજાવાળાએ કોથળીવાળા વાજાની વાંસળી મ્હોંમાં મૂકી કે કદી એમાંથી ન સંભળાયું હોય એવા કરૂણ અવાજે પેલું ગીત આપોઆપ ગવાવા લાગ્યું. ગીત પૂરૂં થયું ત્યાં તો રાણી ચોધાર આંસુએ વિલાપ કરવા લાગી. રાજાની આંખો આંસુથી ભીંજાઇ ગઇ. બધા દરબારીઓના દિલમાં પણ સંતાપની અરેરાટી ફેલાઇ ગઈ.

અને જુલીયો ? એનું મ્હોં તો કાળું ઠીકરા જેવું થઈ ગયુ. એ તો પોતાની જગાએ ઢગલો થઇને બેસી જ રહ્યો. પવનથી હાલતા પાંદડાંની માફક થરથર ધ્રુજવા લાગ્યો.

રાજા બોલ્યો, 'આ શું ગાય છે ? મારા ટીટોને કોણ સંભારે છે ? આ વાજામાં શો ભેદ છે ? મારી પાસે વાજું લાવો.'

રાજાએ વાજું હાથમાં લીધું. વાજાની વાંસળી મ્હોંમાં મૂકી કે પેલા જ શોકાતુર અવાજથી નવીન ગીત ગવાવા લાગ્યું.

( ઓખાહરણના ઢાળનો રાગ )

'વાજું વગાડો, બાપુ મારા, મુજ મડદાનું એ વાજું,
'મોટા ભાઇએ ઘાત જ કીધો, લોહી પીધું મારૂં તાજું;
'જોર્ડનના કિનારા ઉપર લાશ મારી જ મુકાઈ;
'ગોવાળે તેનું વાજું બનાવ્યું, કેવી કરમની કઠણાઈ!
'પક્ષીરાજનાં પીછાં આણ્યાં મેં ને થયો મુજ ઘાત,
'જુલીયોએ કાળો કેર જ કીધો, ઓર્લેન્ડો જાણે છે વાત!'

રાજાએ વાજું હાથમાંથી મૂકી દીધું. એણે જુલીયોને વાજું આપ્યું. એને વગાડવા હુકમ કર્યો. જુલીયોની જરા ય મરજી નહોતી, પણ બાપના હુકમ આગળ શું ચાલે? એણે વાજું હાથમાં લીધું. જ્યાં વાંસળી મોંમાં મૂકી ત્યાં તો ખુબ જોરથી તીણા અવાજે આપોઆપ વાજામાંથી સૂર નીકળવા માંડયા:

( ગઝલ )

'ખૂની ને રાજલોભી દુષ્ટ! વાજું આ વગાડી લે,
'બન્યું મડદામહીંથી એ, જરા એ વાત જાણી લે;
'ગયા ત્રણ આપણે લેવા, પીછાં પક્ષી તણાં સાથે.
'નિરાશામાં તમે ઉભા, કરી મેં હામ શિર સાટે.
'ભલાઈ વાપરી આપ્યાં પીછાં બે ભાઇઓને મેં,
'છતાં ખુની જીગરના ભાઈ, હત્યા તો કરી છે તેં!
'ભલો જે ભાઇ ઓર્લેન્ડો, કર્યો તેં ચૂપ હત્યારા!
'બન્યો પાપી પૂરો તું ને ઠગ્યાં માબાપ પણ મારાં!'

રાજાએ ક્રોધમાં પૂછ્યું: 'પાપીયા! બદમાસ! ખરી વાત છે? મારા વહાલા ટીટોનું ખૂન તેં કર્યું હતું કે નહિ?'

જુલીયો શું જવાબ દે? એનો ચહેરો જ એનો ગુન્હો કહી આપતો હતો. છેવટે બધી ખરી વાત એણે કબૂલ કરી.

રાજા તો એ નીચ જુલીયોને તાબડતોબ મારી નખાવવા તૈયાર થયો, પણ રાણી વચ્ચે પડી. બહુ બહુ કાલાવાલા કરી રાજાનો ગુસ્સો શાંત કર્યો.

રાજાએ જુલીયોને દેશનિકાલ કર્યો. ઓર્લેન્ડોને પોતાની પાછળ ગાદીવારસ ઠરાવ્યો. ગોવાળને મન માન્યા રૂપીયા આપી પેલી કોથળીવાળું વાજું રાજાએ ખરીદી લીધું.*

***

---

* ઇટાલીયન દંતકથા

# બે ભાઇઓ

અમેરિકા ખંડમાં હાલમાં ગોરા લોકો વસે છે. એ દેશમાં ગોરાઓ આવ્યા એ અગાઉ જે લોકો રહેતા હતા તે લાલવર્ણા હતા. એમને અમેરિકન ઇન્ડીયન કહે છે. હાલ તો એ અમેરિકન ઈન્ડીયનોનો ઝડપભેર નાશ થતો જાય છે. તેઓ અમેરિકાનાં જંગલોમાં રહે છે. એ અમેરિકન ઈન્ડીયન લોકોની આ વાર્તા છે.

બે ભાઇઓ હતા. ઈરોકોઇસ નામની જાતના. એમનાં નામ હતાં: ઉચીયટ ને નકુમા. નકુમા મોટો ને મજબૂત હતો. એને દેવલોકોએ એક ચમત્કારી બાણ આપ્યું હતું. ઉઇયટ નાનો ને નાજુક હતો. એને દેવલોકોએ બધી જાતનાં પશુપક્ષીઓની બોલી સમજવાની શક્તિ આપેલી હતી.

નકુમા દરરોજ શિકાર કરવા જતો. ઉઈયટ ઝુંપડીની સંભાળ રાખતો ને ખાવાનું પકાવવાનું કામ કરતો. એનું શરીર જોઇએ એવું ખડતલ ને મજબૂત નહોતું એટલે એ એના ભાઇની સાથે શિકાર કરવા નહોતો જતો. પણ એને જરાએ એકલાપણું લાગતું નહિ. જાતજાતનાં પશુપક્ષીઓ સાથે એ વાતચીત કરી મોજ કરતો.

ઉઇયટની રસોઇ બનાવવાની કળાથી નકુમા બહુ રાજી રહેતો. નાના ભાઇના હાથનું પકાવેલું ખાણું એ ધરાઈ ધરાઇને ખાતો.

એક દિવસ ઉઇચટને ભારે નવાઈ લાગી. નકુમા શિકાર કરીને સાંજે આવ્યો ને કાંઈ પણ ખાવાની ના પાડી ઉંઘી જવાની તૈયારી કરી. થોડી વારમાં બંને ભાઇઓ ઉંઘી ગયા.

એમ ને એમ હવે તો રોજ ચાલવા માંડયું.

નકુમા મોટો ભાઈ. એને રૂબરૂ પૂછતાં તો ઉઈચિટનો જીવ ન ચાલ્યો. પણ તે રાતે એણે જાગતા રહેવાનો ઠરાવ કર્યો. જોઇએ, કાંઈ નવો બનાવ બને છે?

રાતે નકુમાએ આવીને ખાધા વગર જ ઉઈચિટને પથારી બનાવવા કહ્યું. બંને ભાઇઓ સુઈ ગયા.

પણ ઉઇચટ ખરેખરો ઉંઘી ગયો નહોતો. માત્ર ઉંઘવાનો ઢોંગ કરી પથારીમાં પડી રહ્યો હતો.

મધરાતની વેળા થઇ ત્યારે નકુમા ગુપચુપ ઉઠયો. આસ્તે રહી દેવતા સળગાવ્યો. પોતાની પથારી તળેથી એક નાનું વાસણ કાઢી ચુલાપર મૂકયું. એમાં થોડું પાણી રેડયું.

પાણી ખદખદવા આવ્યું એટલે એક ચામડાનો પટ્ટો લઈ નકુમા પેલા વાસણને લગાવવા મંડયો. અકેકો ફટકો લગાવતો જાય ને બોલતો જાય કે :

'મોટું થા રે, મોટું થા,
'વાસણ મારા, તું મોટું થા!'

એમ કરતાં કરતાં વાસણ તો ખરેખરૂં મોટું થઈ ગયું. નકુમાએ એને ચુલા ઉપરથી ઉતારી લીધું. ટાઢું પાડયું એટલે અંદરથી કાંઈક ચીજ નીકળી તે ખાધી, ને સુઇ ગયો.

ઉઇચિટ પણ ભાઈના ભૂખ્યા રહેવાનો ભેદ મળ્યો એટલે ઉંઘી ગયો.

બીજે દહાડે નકુમા જંગલમાં ગયો એટલે ઉઇચિટ નકુમાની પથારી આગળ ગયો. પથારી ઉપર એક ઉંદર બેઠો હતો.

ઉઇચિટને ત્યાં આવતો જોઇ ઉંદર એની બોલીમાં કહેવા લાગ્યો : 'ઉઇચટ, તું અહીં કેમ આવ્યો છે તેની મને ખબર છે. પણ જો તું તારા ભાઇનું ભલું ચહાતો હોય તો એ વાસણને એની જગાએ જ રહેવા દે, ને તારૂં કામ કર્યા કર.'

ઉંદર તો એમ બોલીને જતો રહ્યો.

ઘડીક વાર તો ઉઇચિટ વાસણ લઉં કે નહિ તેના વિચારમાં પડી ગયો. પણ આખરે એનો જીવ હાથ ન રહ્યો. વાસણ ખોળીને બહાર કાઢ્યું. એનું ઢાંકણ ઉઘાડીને જોયું તો અંદર માત્ર બે બદામ હતી!

ઉઇચિટને સંતોષ થયો. વાસણ મૂકી દીધું. એણે વિચાર કર્યો કે આજ સાંજે મોટા ભાઇને હું જ એમનું ખાવાનું તૈયાર કરી આપીશ. એમની તકલીફ મટશે, ને મારા પર ખુશ થશે.

સાંજ પડી. ઉઇચિટે વાસણમાં પાણી ભર્યું. એને ચુલે મૂક્યું. પેલો ચામડાનો પટ્ટો લઈ વાસણને ઠોકવા મંડ્યો ને બોલ્યો.

'મોટું થા રે, મોટું થા,
'વાસણ મારા, તું મોટું થા!'

એમ કરતાં કરતાં વાસણ ગઈ રાતે નકુમાએ જેવડું

મોટું કર્યું હતું એવડું મોટું થઇ ગયું. ઉઈચટ તપાસવા જાય છે ત્યાં તો ઝુંપડીમાં નકુમા પેઠો.

ઉઇચટે હરખભેર ઉંચું જોયું. એના મનમાં કે ભાઈ હમણાં શાબાશી આપશે. પણ ભાઇના મ્હોં પર બીક ને સંતાપ ફરી વળેલો જોતાં જ એનું હૈયું ધડકી ઉઠયું.

'ભાઇ!' નકુમા કકળીને કહેવા લાગ્યો, 'તેં બધો ઘાણ વાળી નાખ્યો. હવે મરી ગયા વગર મારો આરો નથી!'

ગરીબડો બની જઇ આંખમાંથી આંસુ સારતો નાનો ભાઇ બોલ્યો. 'માફ કરો, મોટા ભાઈ, હું તમને બીજી જોઇશે એટલી બદામો લાવી આપીશ. હું તો તમારી મહેનત બચાવવા ગયો ત્યાં—'

નકુમા કહે: 'મૂરખા! એ બદામ એક જાદુઈ ઝાડ ઉપરની હતી. એ સાધારણ બદામ નહોતી. હવે મારાથી એ બદામ લેવા જઈ શકાશે નહિ. મારાથી તને એ બદામ ક્યાં ઉગે છે તે કહી શકાય એમ નથી. અને કદાચ કહું તો પણ તું એટલો જોરાવર નથી કે ત્યાં જઇ શકે. મેં એક વાર એ જાદુઈ બદામ ખાધી છે એટલે હવે બીજો કોઈ ખોરાક મારાથી ખાઈ શકાશે નહિ. મારે હવે તારા ઉછાંછળાવેડાને લીધે મરવું જ પડશે.'

એક અક્ષર પણ વધારે બોલ્યા સિવાય નકુમા પથારીમાં સુઈ ગયો. બિચારો ઉઈચટ પણ ભૂખ્યો ને તરસ્યો સુઈ ગયો.

સવાર પડી. નકુમા કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર

બહાર ચાલ્યો ગયો. ઉઈચટ પણ બહાર નીકળી પડ્યો. જંગલને છેડે નદી હતી. ત્યાં જઈ એણે પોતાનાં બધાં પશુ ને પક્ષી મિત્રોને બોલાવ્યાં. એમને બધી વાત કરી. એ જાદુઈ બદામનું ઝાડ ક્યાં હશે તે પૂછયું.

એક વરૂ બોલ્યું: 'એ જાદુઈ ઝાડ ક્યાં છે તે હું જાણું છું. અહીંથી ઘણે દૂર એક મોટી જબરી નદી છે. એને કાંઠે એ ઝાડ છે. એની તળે એવી સેંકડો બદામો પડેલી છે. પણ એક રાક્ષસી બગલો એ જગાની રાત દહાડો ચોકી કરે છે. એ બગલાને એક મોટા દૈત્યે ત્યાં રોકેલો છે. જો બીજા કોઈ મદદ કરતાં હોય તો હું તમને ત્યાં લઈ જવા તૈયાર છું.'

એક મોટી ભેંસ બોલી ઉઠી: 'હું ઉઈચટને ત્યાં લઈ જઈશ.'

એક જળ ઉંદરડો બોલ્યો: 'નદી પાર ઉતરવા હું ઉઈચટને એક જાદુઈ હોડી આપીશ.'

એટલામાં એક ખીસકોલી બોલી: 'ઉઈચટને હું એક જાતના દાણા આપીશ. એ એવા લહેજતદાર છે કે બગલા આગળ નાખવાથી બગલો એ ખાવાની લાલચ રોકી શકશે નહિ. એટલી વારમાં ઉઈચટ બદામો લઈ દોડી જઈ શકશે.'

એલ્ક નામનું જનાવર બોલ્યું: 'હું ઉઈચટને એક એવી જાતની જાળ આપીશ કે રાક્ષસ જો એની પાછળ પડે તે વેળા ઉઇચટ એ જાળ પાથરી દેશે તો રાક્ષસના પગ એમાં ભરાઈ જશે, અને એ દોડી શકશે નહિ.'

બધાં પશુપક્ષીઓ ચીજો લઇ આવ્યાં એટલે ઉઇચટ ભેંસની પીઠ ઉપર બેસી ગયો. વરૂ એમને રસ્તો બતાવવા લાગ્યું.

એમ કરતાં કરતાં ઉઈચટ પેલી વિશાળ નદી આગળ આવી પહોંચ્યો. સામે કાંઠે રાક્ષસનું મકાન હતું. નજીકમાં કદી જન્મારામાં ન જોયું હોય એવું જાદુઇ બદામનું ઝાડ હતું. ઝાડથી થોડે દૂર સૂર્યના તડકામાં આરામ લેતો પેલો જંગી બગલો પડયો હતો.

ભેંસ અને વરુ કિનારે ઉભાં. ઉઇચટ પાછો ફરે ત્યાં સુધી એમને રાહ જોવાની હતી. ઉઈચટે નદીમાં તપાસ કરી તો પેલા જળ ઉંદરડાએ નાનકડી જાદુઈ હોડી તૈયાર જ રાખી હતી.

ઉઈચટ હોડીમાં બેઠો. હલેસાં લગાવ્યાં. સહીસલામત સામે કાંઠે પહોંચી ગયો. ધીમે પગલે આગળ વધ્યો ને ઝાડની નજીક પહોંચ્યો.

ત્યાં તો પેલો વિકરાળ બગલો ઝબ્બ લઇને જાગ્યો. પાંખો ફફડાવી ટટાર થયો. તરત જ ઉઈચટે પેલાં જાદુઇ બીયાં એનાની આગળ વેર્યાં. બગલો એ દાણા ખાવાની લાલચ રોકી શકયો નહિ.

બગલો દાણા ચણવા બેઠો. એ તકનો લાભ લઇ ઉઈચટ બદામો વીણવા મંડી પડ્યો. એક કોથળીમાં બદામો ભરી લીધી. પછી રાક્ષસના મકાનની બહાર પેલી જાદુઇ જાળ પાથરીને એ ધીમે પગલે પોતાની હોડકી આગળ જવા લાગ્યો.

પણ બગલો એને જોઈ ગયો. એણે જોરથી ક્રીઇઈક્રિ કરીને ચીસ પાડી રાક્ષસને ચેતાવ્યો.

'ઉભો રહે જે હોય તે. હવે મરી ગયો જાણજે!' એમ બોલી વિકરાળ ત્રાડ પાડી રાક્ષસ બહાર નીકળ્યો. એના પગ પેલી જાળમાં ભરાઇ ગયા. એ પડી ગયો. જેમ જેમ છૂટો થવા જાય તેમ તેમ જાળમાં વધારે ને વધારે સપડાય. એ તો જોરથી બૂમો મારી ધમપછાડા કરવા લાગ્યો. ઉઇચટ એ લાગ જોઇ પોતાની હોડીમાં જઇને બેસી ગયો. હોડી સામી પાર હંકારી મૂકી.

કૂદકો મારીને કિનારે ઉતર્યો. જળ ઉંદરડાને એની હોડી સોંપી દીધી. ભેંસના ઉપર સવાર થઇ ગયો. વરુ પાછો રસ્તો બતાવવા તૈયાર જ ઉભું હતું.

સપાટાબંધ રસ્તો કાપી તેઓ ઉઇચટ રહેતો હતો તે જંગલને છેડે આવી પહોંચ્યાં.

ઉઈચટ બધાંની વિદાય લઇ પોતાની ઝુંપડીએ ગયો. એનો મોટો ભાઇ તરતનો જ આવેલો હતો.

ઉઇચટે નકુમાના પગ આગળ બદામોનો ઢગલો કર્યો.

નકુમાએ જ્યારે આટલી બધી જાંદુઇ બદામો જોઇ ત્યારે એને બહુ જ સંતોષ થયો. ભાઇને હરખભેર ભેટયો. બંનેએ પેટ ભરીને ખાધું.

ઉઇચટ ઉપર નકુમાને બહુ જ પ્રેમ હતો. પણ આ બનાવ પછી તો નકુમા ઉઇચટને પોતાના જીવથી પણ વધારે ચાહવા લાગ્યો. એ બે ભાઇઓની બેલડી અમેરિકન ઈન્ડીયન લોકોમાં કહેવતરૂપ થઈ પડી.

***

# લો ભિ યો

સેંકડો વર્ષો ઉપર એક ઘરડો કઠિયારો દરરોજ પહાડ ઉપર લાકડાં કાપવાને જતો હતો.

કહેવાય છે કે ડોસો ભારે કંજુસ હતો. જ્યાં ત્યાંથી નાણું એકઠાં કરવાની જ તાલાવેલી એને લાગેલી. એણે તાંબા નાણાંમાંથી રૂપાનાણું વસાવ્યું ને રૂપાનાણાંમાંથી સોના નાણું વસાવ્યું. એટલું બધું ધન ભેગું થયું તો પણ એનો લોભ માય નહિ. દુનિયામાં સોના રૂપા કરતાં બીજી કોઇ ચીજ એને વધારે વહાલી હતી નહિ.

એક દિવસ જંગલમાં લાકડાં કાપતો હતો તે વેળા એક વાઘ એની પાછળ પડયો. એ ખૂબ દોડયો. પણ ક્યાં વાઘની દોડ ને ક્યાં એની દોડ ? વાઘે એને પકડી પાડયો. એને મ્હોંમાં લઇને વાઘ તો દોડયો પોતાની બોડ ભણી.

કઠિયારાને એક દીકરો હતો. એણે પોતાના બાપની દુર્દશા જોઇ. મોટો છરો લઇને બાપાને બચાવવા દોડયો. વાઘ એકલો હોય તો તો ઝડપથી નાસી જાય. પણ એના મ્હોંમાં આખા માણસ જેટલો બોજો, એટલે એને પકડી પાડતાં છોકરાને વાર લાગી નહિ.

એના બાપને બહુ ઈજા થઇ નહોતી, કારણ વાઘે લુગડાં મ્હોંમાં ઘાલીને એને પકડયો હતો. ડોસાએ દીકરાને વાઘની ઉપર છરી ઉગામતો જોયો એટલે તરત જ બૂમ પાડી ઉઠયો:

'છરો મારીશ નહિ! જોજે, વાઘની ચામડી કાણી થશે. એને ચામડીમાં કાણાં પાડયા વગર મારી નાખજે. એની ચામડી આખી હાથમાં આવશે તો સારી રકમ ઉપજશે. માટે વાઘને મારી નાખજે ખરો, પણ ચામડી કાણી કરી તો તારી વાત તું જાણયો!'

મોતના મ્હોંમાં સપડાયો હોવા છતાં લોભિયાની બુદ્ધિ હજુ નાણાંમાં જ પરોવાયલી હતી! છોકરો બિચારો વિચારમાં પડયો કે ચામડી કાણી કર્યા વગર વાઘને ઘા કરવો શી રીતે?

એ તકનો વાઘે બરાબર લાભ લીધો. મોટી મોટી ફલંગો મારતો મારતો તે ત્યાંથી ડોસાને લઇને નાસી ગયો. નિરાંતે ડોસાને ફાડી ખાધો. દીકરો વ્હીલે મોંઢે ઘેર ગયો.

પોતાની જીંદગી કરતાં પણ નાણાં ઉપર વધારે હેત રાખે એવા મૂર્ખાઓનો નાશ ન થાય તો બીજું શું થાય?*

***

---

* ચીનાઇ બાલવાર્તા.

# વીર કુમાર

એક હતી ડોશી. એને ત્રણ દીકરીઓ. આંખની કીકી સમાન વહાલી. એક પાણીના ક્યારડામાં થઇને એની મોટી દીકરી એક વાર જતી હતી. એ ક્યારડામાં એક સુંદર ફૂલ ઉગ્યું હતું.

છોકરી ફૂલને તોડવા નીચી વળી. પણ જ્યાં ફૂલને હાથ અડકાડે છે ત્યાં તો કોણ જાણે શું ય થયું તે છોકરી એકદમ અલોપ થઈ ગઈ. ક્યાં ગઇ ને ક્યાં નહિ, એની કશી ભાળ જ ન મળે!

બીજે દહાડે વચલી બહેન એ ક્યારડા આગળ ગઈ. ચારે બાજુ મોટી બહેનની તપાસ કરી. પણ મોટી બહેન હતી ક્યાં કે જડે? એટલામાં એક ગુલાબનો છોડ એની આગળ દેખાયો. એના ઉપર મજાના મોટાં ગુલાબ ઉગ્યાં હતાં. એ ગુલાબ તોડવાનું એને મન થયું ને વાંકી વળી.

ભાગ્યે જ એનો હાથ ગુલાબને અડકયો હશે ત્યાં તો એ પણ અલોપ! ક્યાં ગઈ તેનો પત્તો જ ન મળે.

ત્રીજે દિવસે નાની બહેન ક્યારડામાં ગઈ. જોઉં, કાંઈ કરતાં બહેનોની ભાળ મળે છે? પણ ભાળ તો મળવાની બાજુ પર રહી અને એના જ ઉપર આફત ઉતરી.

નાનાં નાજુક ચમેલીનાં ફૂલોથી ભરેલી એક ડાંખળી ત્યાં તરતી હતી. એની મીઠી ખુશબોવાળાં ફૂલ એ તોડવા ગઈ ત્યાં તો એ પણ અલોપ થઇ ગઈ. બિચારી ડોશી તો માથે હાથ દઇને રડવા લાગી. ત્રણ ત્રણ દીકરીઓ ! બધી એક સામટી અલોપ ! કાંઈ જેવી તેવી વાત છે ?

ડોશીને એક નાનો દીકરો હતો. એની બહેનો અલોપ થઈ ત્યારે તો છેક આટલો સરખો હતો. એ મોટો થયો ને એને સાન આવી. માને દરરોજ આંખમાંથી આંસુ સારતી જોઇ એને નવાઇ લાગી. એણે માને પૂછ્યું: 'મા, મા, તું દરરોજ શું કામ રૂએ છે ?'

માએ રડતાં રડતાં બધી વાત કહી.

છોકરો કહે: 'મા, તમારી આશીષ આપો. હું જાઉં છું. આખી દુનિયા ખુંદી વળીશ. જ્યાં હશે ત્યાંથી મારી બહે-નોની ભાળ કાઢી લાવીશ. તમારાં આંસુ ન લુછું તો હું તમારો દીકરો શાનો ?'

ડોશીએ તો હરખાઇને આશીર્વાદ આપ્યો. છોકરો વિદાય થયો.

થોડા દહાડા તો એ રખડયો. કાંઈ ભાળ ન પડી. એક દિવસ રસ્તા ઉપર એણે ત્રણ મોટી ઉંમરના છોકરાઓ લડતા જોયા. છોકરાએ તપાસ કરી કે એ કેમ વઢે છે.

એક છોકરાએ જવાબ દીધો 'ભાઈસાહેબ, અમારા બાપાજી મરી ગયા ત્યારે ત્રણ ચીજો પાછળ મૂકતા ગયા

છે. એક બૂટની જોડ છે. એક ચાવી છે. એક ટોપી છે. બૂટમાં એવી ખૂબી છે કે બૂટ પહેરી માણસ જ્યાં જવાની ઇચ્છા કરે ત્યાં પલક વારમાં જઇ શકે છે. ચાવીની એવી કરામત છે કે એની વતી દુનિયાની ગમે તેવી ચીજનાં તાળાં કે દરવાજા ઉઘડયા વગર ન રહે. ટોપીની એવી વાત છે કે એ પહેરે તે માણસને કોઇ જોઈ ન શકે. એ બધાને જોઈ શકે. હવે અમારામાંથી કયો માણસ કયી ચીજ લે એની તકરાર પડી છે. અમને એનો નિકાલ જડતો નથી. તમે એનો તોડ પાડી આપો.'

છોકરો કહે: 'એમાં શી ભારે વાત છે? આ પથરો લઇને હું દૂર ફેંકું છું. એ પહેલવહેલો જે લઇને મારી પાસે આવે તેને ત્રણે ચીજો મળશે. આ પથરો ફેંકયો. જાઓ. દોડો!'

ત્રણે જણા પથરો લેવા જોસભેર દોડયા.

છોકરાએ એ તકનો લાભ લઈ ઝટ લઇને પગમાં બૂટ પહેરી દીધાં. ટોપી બગલમાં મારી લીધી. ચાવી ખીસામાં મૂકી દીધી. બૂટને હુકમ કર્યો કે: 'બૂટ! મારી સૌાથી મોટી બહેન જ્યાં હોય ત્યાં મને લઈ જા.'

પલક વારમાં તો એ રસ્તોએ અલોપ થઈ ગયો ને પેલા છોકરાઓએ કોણ જાણે કયાં રહી ગયા. છોકરો જુએ છે તો સામે એક મોટો જબરો કિલ્લો છે. કિલ્લો એક ઉંચા કાળમીંઢ પહાડની ટોચ ઉપર આવેલો છે. દરવાજે

મોટી મોટી ભૂગળો અને હાથવડે ઉંચકાય પણ નહિ એવાં મોટાં મોટાં તાળાં દીધેલાં છે.

છોકરાએ તો ખીસામાંથી કાઢી ચાવી. જ્યાં ચાવી પેલાં તાળાંને અડકી કે બધાં તાળાં આપોઆપ ખુલી ગયાં. ભૂગળો પણ ખુલ્લી થઈ ગઈ.

છોકરો તો પેઠો કિલ્લામાં. એક પછી એક ખંડનાં બારણાંનાં તાળાંને ચાવી અડકાડતો જાય ને અંદર જતો જાય. આખરે એક બહુ જ સુંદર રીતે શણગારેલા દિવાનખાનામાં એ આવી પહોંચ્યો. એક સુંદર સ્ત્રી ખૂબસૂરત ઉમદા પોશાક ને દાગીના પહેરીને બેઠી હતી.

છોકરાને ત્યાં આવેલો જોઈ એને બહુ જ નવાઈ લાગી. એ બોલી: 'અરે! ભલા જવાન! તું અહીં આવી જ શી રીતે શક્યો?'

છોકરાએ બધો ખુલાસો કર્યો. હું તમારો નાનો ભાઈ છું એ વાત જાહેર કરી.

ભાઇને મળીને બહેન તો રાજી રાજી થઈ ગઈ. ભાઇને જણાવ્યું કે અહીં મારે તો બહુ મજા છે. કશું દુઃખ નથી. એક જ વાતનો ત્રાસ છે. તે એ કે તારા બનેવી એક જાતના મંત્રની જાળમાં સપડાયલા છે. જ્યાં સુધી એક બળવાન રાક્ષસનું મોત થાય નહિ ત્યાં સુધી એ મંત્રની અસર મટે એવી નથી.

ભાઈ બહેને ધરાઈ ધરાઇને વાતો કરી. આખરે બહેન બોલી: 'ભાઇ, હવે તું જા, નહિ તો તારા બનેવી આવશે ને તને જોશે તો નાહક વહેમાશે.'

વાત કરતાં કરતાંમાં તો બનેવી આવવાના ભણકારા વાગ્યા. બહેન ગભરાઇ ગઇ. પણ ભાઇ હસીને કહે: 'તારા વરને ખુશીથી આવવા દે. મેં આ ટોપી પહેરી લીધી. હવે એ મને જોઇ શકશે જ નહિ.'

જોતજોતામાં તો બારીમાંથી એક મોટું પક્ષી ઉડીને આવ્યું. એ પક્ષી એ જ એનો બનેવી. તરત જ પક્ષી મટી એક સોહામણો રાજકુંવર બની ગયો.

પોતાની સ્ત્રીને પૂછ્યું: 'અહીં મને કોઇ આવ્યું હોય એમ જણાય છે. કહે, કોણ છે?'

બહેને ના પાડી. પણ આખરે ધણી આગળ શી રીતે છૂપું રાખી શકાય? બધી વાત કહી.

છોકરાએ પહેરેલી ટોપી કાઢી નાખી ને બહેનની પાસે આવીને ઉભો રહ્યો,

બહેનના જેવો જ મ્હોંનો કલ્લો. એના જેવાં જ રૂપ-રંગ. બહેનના જેવું જ સોહામણું શરીર. બનેવીની ખાતરી થઇ ગઇ કે એ બંને ભાઇબહેન છે.

હેતથી પોતાના સાળાને ભેટયો. એની ખબર અંતર પૂછી.

છેવટે બીજી બહેનોની ભાળ કાઢવા ભાઈ જવાને ઉઠયો. બનેવીએ પોતાના પક્ષીના શરીરમાંથી એક પીછું કાઢીને સાળાને આપ્યું ને કહ્યું કે, આ પીછું સાચવીને રાખી મૂકજે. જો જરૂર પડે તો પીછું બહાર કાઢી: 'પક્ષીરાજ! આવો! બચાવો!' એટલું કહેજે. તરત તને મદદ મળશે.

બહેન બનેવીની હરખભેર વિદાય લઈ છોકરો બહાર નીકળ્યો. પાછાં બૂટ પહેરી લીધાં. ઇચ્છા કરી કે જ્યાં મારી વચલી બહેન હોય ત્યાં જવું છે.

જોતજોતામાં એક તદ્દન નવીન જગા ઉપર આવેલા એક વિશાળ વિચિત્ર કિલ્લામાં એ આવી પહોંચ્યો. ચાવીની મદદથી અંદર ગયો. બહેનને મળ્યો. ભેટયો. સુખદુઃખની વાતો કરી. એ બહેનનો વર પણ સોહામણો રાજકુમાર હતો. પણ એને પણ એક રાક્ષસે મંત્ર મારી માછલો બનાવી દીધો હતો. એટલે રાક્ષસ મરે નહિ ત્યાં સુધી એ બનેવીના દુઃખના દહાડા પણ પૂરા થાય એમ ન હતું.

બહેન બનેવીને મળી ભેટી તેમની રજા લઇ છોકરો નાની બહેન પાસે જવાને ઉપડયો.

જતાં જતાં માછલાના શરીરમાંથી બનેવીએ એક દાંત આપ્યો, ને કહ્યું કે જરૂર પડે ત્યારે એ બહાર કાઢી, 'માછલીઓના મહારાજા! આવો! બચાવો!' એમ બોલજે, એટલે સૌ સારાં વાનાં થશે.

છોકરો ત્યાંથી નીકળી બૂટની મદદથી નાની બહેનની પાસે ગયો.

પણ અહીંનો દેખાવ જોઈ એને બહુ દિલગીરી ઉપજી.

એક ઉંડી અંધારી ઘોર ગુફા હતી. એને લોઢાનો ઉંચો જબરો દાદર હતો. એ દાદર ચડી છોકરો અંદર ગયો.

એક સુકુમાર બાળા આંખમાંથી આંસુ સારતી ખુણામાં બેઠી હતી. એનું સુંદર શરીર રડી રડીને દુબળું બની ગયું હતું.

છોકરાને ત્યાં આવેલો જોઇએ એ તો ચમકી. એને કહે: ‘અરે ભલા ભાઇ! તું ગમે તે હો! મને અહીંથી છોડાવ. ભગવાન તારૂં ભલુ કરશે.’

‘બહેન! એટલા જ માટે તો તારી પાસે આવ્યો છું.’ ભાઇ બોલ્યો, ‘ગભરાઇશ નહિ. પ્રભુ સૌ સારાં વાનાં કરશે.’

ભાઈએ બહેનને પોતાની ઓળખ આપી. બહેન તો રાજીરાજી થઈ ગઈ. હરખથી ઉમંગભેર ભાઇને ભેટી.

પછી એણે પોતાના દુ:ખની કહાણી ભાઇને કહી સંભળાવી.

‘હું જ્યારે પેલું ફૂલ લેવા નીચી વળી ત્યારે કોણ જાણે શી રીતે એક રાક્ષસે મને કમરેથી પકડી લઈ પાણીમાં ડુબકી મારી. પછી શું થયું તેની મને ખબર નથી. પણ મારી આંખ ઉઘડી ત્યારે હું આ એકાંત જગાએ હતી. એ મુઆ રાક્ષસને મારી સાથે પરણવું છે. રોજ મને સતાવે છે ને કહે છે કે, મારી સાથે લગ્ન કર! હું ના પાડું છું એટલે એ ધમાચકડી મચાવે છે. કહે છે કે, ‘મરી જઇશ ત્યાં લગી અહીં કેદ-માં જ રહેવું પડશે. મારા જેવું જોરાવર દુનિયામાં કોઈ નથી કે તને છોડાવે. વળી મારૂં કશાથી મોત થાય એમ પણ નથી. માટે મારી સાથે લગ્ન કરવાની હા પાડ, નહિ તો આખી જીંદગી અહીં ઝૂરવું પડશે.’ હવે મારે અહીંથી શી રીતે છૂટવું તેની સમજ પડતી નથી.’

ભાઇ કહે, ‘બહેન, કેટલીક વાર બળથી ન વળે તો કળથી કામ લેવું પડે છે. તારે પણ થોડીક ચાલાકી વાપરવી પડશે. આજે એ રાક્ષસ આવે ત્યારે તું ખોટી ખોટી હા પાડી કહેજે કે હું પરણવા રાજી છું. પણ તમારૂં મોત શી

રીતે થાય તે કહો તો હા, નહીતર ના. પછીની વાત હું સંભાળી લઇશ.'

ભાઈ બહેન વાતચીત કરી રહ્યાં છે એટલામાં તો ધરતી ધમધમી ઉઠી. ધૂળના ગોટેગોટા ઉડવા લાગ્યા. જાણે વાદળાંના ગગડાટ થતા હોય એવી ભયંકર ગર્જનાઓ થવા લાગી.

બહેન ગભરાઇને બોલી: 'ભાઇ! રાક્ષસ આવી લાગ્યો. હવે તું શું કરીશ?'

ભાઈ હસીને કહે: 'તું જરાકે ફિકર ન કરીશ.'

એમ એણે પેલી જાદુઇ ટોપી માથે ચડાવી દીધી. તરત જ એ અદૃશ્ય બની ગયો.

રાક્ષસ આવ્યો એટલે એની એ વાત: 'છોકરી! હવે તો મારી સાથે લગ્ન કર?'

છોકરી આજે જરા મ્હોં ચડાવીને બોલી: 'એક સરતે.'

'શી?' રાક્ષસ હરખાઈને બોલ્યો.

'તમે શાથી મરી ન શકો એ કહો તો હું વિચાર કરી જોઉં.' બહેને જવાબ દીધો.

પોતાના ભયંકર દાંત કાઢી હસતો હસતો રાક્ષસ બોલ્યો: 'ઓ લુચ્ચી છોકરી! હું શી રીતે મરી જાઉં એ જ જાણવાની તારી મરજી છે ને? તારા મનમાં કે હું કોઈ રીતે મરી શકું તો તું મને મારી નાખે. પણ એ કામ તો એવું અઘરૂં છે કે ભલભલા મરદથી પણ બને એવું નથી. જો, સાંભળ:

'પહેલાં તો દરિયાના છેક ઉંડાણમાં તળીએ એક લોઢાની મોટી પેટી છે તે ખોળી કાઢવી પડે. એ પેટીની અંદર એક

સફેદ કબુતરી છે. એ કબુતરીનું ઈંડું અહીં લાવી મારા માથામાં ફોડે તો જ મારું મોત થાય.

'કહે હવે, કયો માણસ દરિયાની તળેટીએ જઇને એ કામ કરી શકે એમ છે? એટલે હું કદી મરવાનો જ નથી. માટે હવે તારી હઠ છોડી મારી સાથે પરણી જા.'

છોકરી બોલી: 'લગ્નના કામમાં એમ ઉતાવળ થાય નહિ. મને ત્રણ દહાડાની મુદ્દત આપો ત્યાં સુધીમાં હું તૈયારી કરી રાખીશ.'

રાક્ષસ હરખના આવેશમાં નાચતો નાચતો બોલ્યો: 'ભલે. ત્રણ દહાડાની મુદ્દત આપું છું. આજથી ચોથે દહાડે તારે લગ્ન કરવું પડશે.'

રાક્ષસ તો એમ કહી ત્યાંથી જતો રહ્યો.

ભાઇએ ટોપી કાઢી નાખી. બહેનને ફરીથી મળ્યો. એને હિંમત આપી. ત્રણ દિવસમાં ગમે તેમ કરી એ દુષ્ટ રાક્ષસનું મોત લાવવાની વ્યવસ્થા કરવા વચન આપ્યું. એની રજા લઇને ચાલી નીકળ્યો.

છોકરાએ બૂટ પહેરી લીધાં. દરિયા કિનારે જવા ઇચ્છા કરી. જોતજોતામાં ત્યાં હાજર થઇ ગયો.

માછલીનો દાંત બહાર કાઢી એણે બૂમ પાડી: 'માછલીઓના મહારાજા! આવો! બચાવો!'

જોતજોતામાં માછલીઓનો રાજા (એનો બનેવી) દરિયા કિનારે આવીને હાજર થયો.

છોકરાએ બધી વાત કરી. દરિયાની તળેટીએથી લોઢાની પેટી મેળવી આપવા માગણી કરી.

માછલીના રાજાએ આખી દુનિયાના બધા દરિયાની માછલીઓ પળ વારમાં એકઠી કરી દીધી. બધીઓને પૂછયું કે કોઇએ દરિયાની તળેટીએ લોખંડની પેટી જોઈ છે?

બધી માછલીઓએ ના પાડી. રાજા શું કરવું એના વિચારમાં પડયો.

એટલામાં માથે પાટો બાંધીને સાર્ડીન જાતની એક માછલી આવી પહોંચી.

રાજાએ પૂછયું. 'સાર્ડીન! તું કેમ મોડી આવી?'

'મહારાજ,' સાર્ડીન બોલી. 'દરયિાની છેક તળેટીએ હું રમતી હતી ત્યાં એક મોટી લોઢાની પેટી મારા માથામાં ભટકાઇ. તેથી મારૂં માથું ફૂટયું. માટે આવતાં વાર થઈ. માફ કરો.'

રાજાએ ચાર મોટી મજબૂત માછલીઓને એ માછલીની સાથે મોકલી. પેલી પેટી દરિયાકિનારે લાવવા હુકમ કર્યો.

થોડી વારમાં પેટી દરિયાકિનારે આવી ગઇ.

ચારે બાજુ તપાસી જોઇ. એકદમ ચપટ. કયાંય તાળું કે સાંકળ મળે જ નહિ. ગમે તેટલી જગાએ તપાસી જોઇ. એને ઉઘાડવી શી રીતે એની કોઈને સમજ ન પડે. એનાથી તો ગોદરેજની મોટી તીજોરી ભલી!

પણ એટલામાં છોકરાને પોતાની પાસેની પેલી જાદુઈ ચાવી સાંભરી. ચાવી કાઢીને પેટીને જરા અડકાડી કે ધબ્બાક લઇને પેટીનું ઢાંકણુ ઉઘડી ગયું. જોતજોતામાં તો એક સફેદ કબુતરી અંદરથી નીકળીને પાંખો ફફડાવતી ઉડી ગઈ. બધી મહેનત બરબાદ ગઇ.

માછલીનો રાજા નિરાશ બની ગયો. પણ છોકરો નિરાશ બને એમ નહોતો. એણે ખીસામાંથી પક્ષીઓના રાજા (એના મોટા બનેવી) એ આપેલું પેલું જાદુઇ પીછું કાઢયું ને હવામાં ફરકાવ્યું.

જોતજોતામાં આકાશમાં સુસવાટો સંભળાયો, ને છોકરાની પાસે પક્ષીઓનો રાજા આવીને ઉભો રહ્યો.

છોકરાએ કહ્યું: 'આ લોખંડી મજુસમાંથી કબુતરી નીકળીને ઉડી ગઇ છે. તેની ભાળ મેળવી આપો.'

પક્ષીઓના રાજા કહે: 'એ તો મારૂં જ કામ. જરૂર એને બોલાવી મગાવું.'

પક્ષીઓનો રાજાએ તો બધાં પક્ષીઓને પલક વારમાં એકઠાં કર્યાં. છેક નાનામાં નાના પક્ષીથી માંડીને મોટામાં મોટા ગરૂડ સુધીનાં બધાં પક્ષીઓ આવી પહોંચ્યાં.

છેકછેલ્લી એક સફેદ કબુતરી આવી. રાજાને નમન કરીને બોલી કે: 'મારે ત્યાં દૂર દૂરથી એક બહેનપણી દરિયા કિનારેથી ઉડીને મળવા આવી હતી. એની મહેમાનગીરીમાં રોકાવાથી મને આવતાં વાર થઈ ગઈ!'

પક્ષીઓના રાજાએ ચાર પાંચ મોટાં પક્ષીઓને એ કબુતરી સાથે મોકલી ને પેલી કબુતરીને તેડી મગાવી. એ આવી એટલે એણે એક ઇંડુ મૂકયું.

બસ, કામ ખલાસ થયું. બધી માછલીઓ ને પક્ષીઓ પાછાં ગયાં.

પક્ષીઓનો રાજા તથા માછલીઓનો રાજા પણ પોતાના સાળાની રજા લઇ ચાલ્યા ગયા.

છોકરાએ પગમાં પેલાં ચમત્કારી બૂટ પહેરી લીધાં, અને નાની બહેનના રહેઠાણ ઉપર જવાની ઇચ્છા કરી.

જોતજોતામાં ત્યાં જઇ પહોંચ્યો.

બહેનને પેલું ઈંડું સંતાડી રાખવા આપ્યું. રાક્ષસ આવે એટલે એના માથામાં કોઇ પણ રીતે ઈંડું ફોડવાની સૂચના આપી. પોતાની જાદુઇ ટોપી પહેરી એક બાજુ અદૃશ્ય બની ઉભો રહ્યો.

થોડી વારમાં રાક્ષસ આવી પહોંચ્યો. એની એ જ વાત. પરણવાની ફરીથી માગણી કરી.

નાની બહેન હસતી હસતી બોલી: 'આજ રાતે લગન કરીશું. થાક્યાપાક્યા આવ્યા છો તે સુઈ જાઓ. લાવો તમારૂં માથું પંપાળું.'

રાક્ષસ તો રાજી રાજી થઈ ગયો. પરણવાની હોંશમાં ને હોંશમાં બધું ભાન ભૂલી ગયો. છોકરીના ખોળામાં માથું મૂકીને ઉંઘી ગયો.

ભાઇએ લાગ જોઈ ઇસારત કરી. બહેને ઈંડું કાઢી જોરથી રાક્ષસના માથામાં માર્યું. ફસ દઇને ઈંડું ફાટી ગયું.

રાક્ષસે ભયાનક ચીસ પાડી. છેલવેલ્લી મરણ ચીસ એવી તો ભયંકર હતી કે દુનિયાના લોકો સમજ્યા કે કોઈ જગાએ ધરતીકંપ થયો ! પક્ષીઓ ઉડતાં થંભી ગયાં. ઢોરઢાંખર ચારો ચરતાં થથરીને ઉભાં રહ્યાં. નાનાં બાળકો રડતાં છાનાં રહી ગયાં.

પલક વારમાં તો રાક્ષસ પાસું ફેરવીને ઢળી પડયો. એનો જીવ નીકળી ગયો.

રાક્ષસ મરણ પામ્યો કે તરત જ બંને મોટી બહેનોના ધણી એમના અસલ રૂપમાં ફેરવાઈ ગયા. એમનાં સાસુની પાસે ગયા. ડોશી રાજી રાજી થઇ ગઈ. એની રજા લઇ બંને જમાઇઓ ડોશીની બે દીકરીઓ લઇ પોતપોતાને દેશ વિદાય થયા.

નાની બહેનની સાહિબીની તો વાત કરવાની નહોતી. રાક્ષસે કાંઇક લોકોને લૂટી લૂટીને આખાં રાજ્યોનાં રાજ્યો ખરીદાય એટલું ધન એકઠું કર્યું હતું. બધું ધન ભાઇબહેને શોધી કાઢ્યું. માને પોતાની પાસે બોલાવી.

બધાં ખાઇ પીને મજા કરવા લાગ્યાં.*

***

* યુરોપ ખંડના પોર્ટુગાલ દેશની પરીકથા.

# વહાલી બિલાડી

એક હતો છોકરો. એનું નામ હતું ડિક વ્હીટીંગ્ટન. એ લૅન્કેશાયરમાં રહેતો હતો. લૅન્કેશાયર ઇંગ્લાંડમાં આવ્યું.

નાનપણમાં એનો બાપ મરી ગયો. મા પણ મરી ગઈ. બિચારો એકલો ને નિરાધાર થઇ ગયો. ખાવું શું ને પીવું શું? ઓઢવાનું ક્યાંથી લાવવું ને બળતણનું કેમ કરવું?

આપણે ત્યાં દેશમાં કામધંધો ન મળે તે મુંબાઇ જાય છે. ઇંગ્લાંડમાં કામધંધો મેળવવાનું મોટું ધામ લંડન. લંડન ઈંગ્લાંડની રાજધાનીનું શહેર. દુનિયામાં સૌથી મોટું શહેર એટલે લંડન. ડીક લૅન્કેશાયર છોડી લંડન આવ્યો.

ડીકને એક વહાલામાં વહાલી બહેનપણી હતી. એક બિલાડી એક વાર ભૂખે મરતી હતી ત્યારે ડીકે એને ખાવાનું નાખ્યું હતું. ત્યારથી બિલાડીબાઈ ડીકનાં જીવજાન દોસ્ત બની ગયાં હતાં. ડીક લંડન આવ્યો ત્યારે મીંદડીબાઇને પણ સાથે લેતો આવ્યો હતો.

ડીકને એવો ખ્યાલ હતો કે લંડનમાં તો સોનાના વરસાદ વરસતા હશે. ત્યાં તો ખૂબ મજા પડશે. પણ અનુભવે એને બહુ કડવી વાતો શીખવાડી.

ડીકને કેટલાય દિવસ સુધી કડકડતી ટાઢમાં સડક ઉપર આખી રાત પોતાની બિલાડીને લઇને સુઈ રહેવું પડતું. રહેવાને ઘરનાં પણ સાંસાં ને ખાવાને રોટીની પણ મારામારી.

બહુ બહુ હાડમારી વેઠયા પછી આખરે એક પૈસાદાર વેપારીના રસોડામાં સાફસુફ કરવાના કામની એને નોકરી મળી.

ત્યાં પણ એના નસીબમાં દુઃખ લખેલું હતું. એ શેઠની રસોઇયણ બહુ જ કપરી ને કડક મિજાજની હતી. બિચારા ડીકને આખો દહાડો સખત વહીતરૂં કરવું પડે. રાત્રે પણ રસોઇયણ એને જંપવા ન દે. છેક ઉપરના માળના કાતરીયામાં ડીકને સુવાડે.

કાતરીયામાં ઉંદરડા ને કોળની તો મોટી ફોજ. રાત પડે કે રૂમઝુમ કરતી રમવા નીકળી પડે. ડીકની એ કાતરીયામાં બુરી દશા થાત, પણ એની બિલાડીએ એને બહુ આરામ આપ્યો. એને ઉંદરડાનો શિકાર કરતાં બહુ સારો આવડે.

એક બે દહાડામાં તો કાતરીયામાં નાની ઉંદરડી સરખી પણ ફરકી ન શકે એવી સ્થિતિ થઇ ગઈ. ડીક નિરાંતે ઉંઘતો.

ડીકનો શેઠ મોટો વેપારી હતો. દેશ પરદેશમાં એનાં વહાણ ફરતાં. ઘણી વાર તો દૂર દૂરના દેશોમાં એનાં વહાણો જતાં. શેઠ ભલો હતો. પોતાના નોકરોને કાંઇ પણ

ચીજ વેચવા આપવાની હોય તે વહાણોમાં લઇ જતો. દૂર દેશાવર તે ચીજો સારે ભાવે વેચી તેનાં નાણું ઉપજે તે નોકરોને આપી દેતો હતો.

એક વાર દુર દેશાવરમાં એનાં વહાણો જવાની તૈયારી કરી રહ્યાં હતાં. જેને જે વેચવાની ચીજ હતી તે બધી શેઠને સોંપી દીધી હતી, ને શેઠે વહાણમાં ચડાવી દીધી હતી. ડીક બિચારો બેઠોબેઠો તમાસો જોઈ રહ્યો હતો. એની પાસે શી ચીજ હતી કે વેચવા મોકલે ?

શેઠને એક સુંદર છોકરી હતી. એનું નામ એલીસ. માબાપ વગરના ડીકની એને બહુ દયા આવતી. એ ડીક પાસે આવી ને બોલી: ‘ડીક, તું કાંઇ વેચવાને કેમ નથી મોકલતો ?’

‘મારી પાસે તો કાંઇ નથી. શું મોકલું ?’ ડીકે કહ્યું.

‘કશું જ નથી ?’ એલીસ બોલી.

‘ના. આ એક બિલાડી છે. બિલાડીને કોણ સંઘરે ?’

‘કાંઇ ફિકર નહિ. બિલાડી તો બિલાડી. મોકલ તો ખરો ?’

ડીકે એલીસને બિલાડી આપી દીધી. શેઠનાં વહાણ ઉપડયાં ને સાથે બિલાડીબાઈ પણ ઉપડયાં.

પોતાના સુખદુ:ખની સાથીદારથી એલીસને રાજી રાખવા ડીક છૂટો તો પડયો, પણ પછી એનું હૈયું ભરાઈ આવ્યું. એ એકલો એકલો ખૂબ રડયો.

વળી બિલાડી વગર એને આપદા પણ બહુ પડવા લાગી. કાતરીયામાં ઉંદરોએ રાસમંડળ જમાવ્યું. બિચારો

ડીક તોબા તોબા પોકારવા લાગ્યો. એને રાતોની રાતોના ઉજાગરા થવા લાગ્યા.

આ બાજુ રસોઈયણ પણ પૂરેપૂરી પાજી હતી. ઘણી વાર શેઠ કરતાં વાણોતર વધારે તરકડા હોય છે. ડીકના કમનસીબે એને તો રસોઈયણ મળી હતી, તે પૂરેપૂરી હલકટ હતી. એ ડીકની પાસે તન તોડાવીને કામ લેતી.

બિચારો ડીક હેરાનહેરાન થઈ ગયો. એનામાં વધારે વાર કામ કરવાની હામ રહી નહિ.

એણે તો પોતાના સામાનની નાની સરખી પોટકી બાંધી લીધી. કોઈને કાંઈ પણ કહ્યા કહાવ્યા વગર એ તો નીકળ્યો પોતાના વતન લૅન્કેશાયર જવા.

થોડા ગાઉ ચાલી નાખ્યું. હૉલોવે નામના ગામ સુધી ગયો. થાક લાગ્યો ને જરા આરામ લેવા બેઠો.

નજીકના દેવળમાં ઘંટ વાગવા માંડયા. એ ઘંટની અંદર ડીકને લાગ્યું કે કાંઈ ગેબી ગીત ગવાય છે. એના કાને અવાજ અથડાયો કે:

'પાછો જા, તું પાછો જા,
'વ્હીટીંગટન તું પાછો જા;
'ધીરો થા, તું ધીરો થા,
'લંડનના મેયરને ઘણી ખમ્મા !'

ડીકને હસવું આવ્યું. મારા જેવો ભિખારડો લંડનનો નગરશેઠ બને ! શી વાત છે !

એ તો પાછો આગળ ચાલવા મંડયો. થોડેક ગયો ત્યાં વળી પાછો ઘંટનાદમાંથી પેલો ગેબી અવાજ સંભળાયો:



'પાછો જા, તું પાછો જા,
'વ્હીટીંગ્ટન તું પાછો જા;
'ત્રણ વેળા તું મેયર થા,
'વ્હીટીંગ્ટન તું પાછો જા.'.......પાન ૫૫

'પાછો જા, તું પાછો જા,
'વ્હીટીંગ્ટન તું પાછો જા;
'ધીરો થા, તું ધીરો થા,
'લંડનના મેયરને ઘણી ખમ્મા!'

વળી પાછો ડીક ખમચાઈને ઉભો. વિચાર કરવા લાગ્યો કે વળી વળી ને આ શી ભ્રમણા થતી હશે? એ બધા વ્હેમ! એમ વિચારી એ વળી પાછો આગળ ચાલ્યો.

થોડેક ગયો ત્યાં ત્રીજી વાર ઘંટનાદમાંથી પેલો જૂની સાદ સંભળાયો:

'પાછો જા, તું પાછો જા,
'વ્હીટીંગ્ટન તું પાછો જા;
'ત્રણ વેળા તું મેયર થા,
'વ્હીટીંગ્ટન તું પાછો જા!'

ડીકને વિચાર આવ્યો: લૅન્કેશાયર જઈને શું કરીશ? કયી મા ખાવાનું આપવા આવવાની છે? શેઠને ત્યાં દુઃખ તો છે. પણ શું કરીશું? રસોઇયણ ગમે તેવી ઘાતકી છે, પણ શેઠની પુત્રી કેવી ભલી છે! માયાળુ દિલની એલીસ કેવી મીઠાશથી મારી સાથે વાત કરતી હતી! એણે જ મને બિલાડી વહાણમાં મોકલવા કહ્યું હતું ને? ચાલ, હું તો લંડનમાં જ જઈશ. જોઈએ, નસીબમાં શું લખ્યું છે?

ડીક પાછો એના શેઠને ઘેર ગયો.

તે જ રાત્રે સમાચાર મળ્યા કે દૂર દેશાવર જે વહાણો માલ લઈને ગયાં હતાં તેમાં ડીકની બિલાડી પણ વેચાઈ હતી. એનાં બહુ સારાં નાણાં ઉપજ્યાં છે.

વાત એમ બની હતી કે દૂર દૂર એક ટાપુ ઉપર વહાણે લંગર નાખ્યું હતું તે વેળા એ દેશના રાજાએ વહાણના શેઠને જમવાને નોંતર્યો હતો.

શેઠ જમવા ગયો. જમવાની થાળીઓ પીરસાઈ ત્યાં તો કોણ જાણે ક્યાંથી ઉંદરડાનાં ધાડેધાડાં આવી ચડયાં. રાજાનું ને મેમાનનું બધું ખાવાનું સફાચટ કરી મૂક્યું! રાજાએ અને મેમાને ઉંદરોને હાંકી મૂકવાને ઘણી ઘણી મહેનત કરી જોઈ. કાંઇ ન વળ્યું.

રાજા બિચારો રડતે ચહેરે બોલ્યો: 'હવે નવી રસોઈ થાય ત્યારે ખરી! હે ભગવાન! આ ઉંદરોના ત્રાસથી તો હવે તોબા પોકારી રહ્યો છું!'

શેઠને નવાઈ લાગી. એ કહે: 'રાજાજી! ઉંદરોનો અહીં આટલો બધો ત્રાસ છે? તમારે એક બે બિલાડીઓ રાખવી જોઈએ.'

'બિલાડી?' રાજા અચંબો પાંમીને બોલ્યો. 'એ વળી કયી જાતનો સિંહ છે? અહીં તો બધા વાઘ ને સિંહનાં ટોળેટોળાં મેં પાળ્યાં છે. છતાં તેઓ ઉંદરનો શિકાર કરતા નથી, ને મારે તો દુઃખ ઉભુનું ઉભું રહ્યું છે!'

શેઠે વહાણમાંથી ડીકની બિલાડી મગાવી. ઉંદરને દેખતાં જ બિલાડીબાઈ તો ધડાધડ એમના ઉપર તૂટી પડવા માંડયાં. ઉંદરો તો જીવ લઈને નાઠા. બિલાડી પણ એમનો કાળ બની પાછળ દોડી. ખોળી ખોળીને ઉંદરડા સાફ કરવા માંડયા.

ઉંદરોને નાસતા જોઈ રાજા તો હરખથી નાચવા મંડી ગયો.

એ કહે: 'આ તો કોઇ અજબ જનાવર છે! વાઘ ને સિંહ જે કામ ન કરી શકયા તે આ નાનું જનાવર કરી રહ્યું છે! મારૂં અર્ધું રાજ્ય આપી દેવું પડે તોય હું તો આ બિલાડી હવે અહીં રાખવા માગું છું. શું અજબ જનાવર છે!'

શેઠ હસીને બોલ્યો: 'રાજાજી! અમે એને વાઘની માસી કહીએ છીએ. એ તમને જોઇતી હોય તો રાખી લો. જે આપવું હોય તે આપો.'

રાજા તો રાજીરાજી થઈ ગયો. શેઠને છ કોથળા ભરીને સોનામહોરો આપી, ને બિલાડી રાખી લીધી.

જ્યારે વહાણો પાછાં ફર્યાં ત્યારે ડીક વ્હીટીંગ્ટનની છ કોથળા ભરીને સોનામહોરો પણ લંડન આવી પહોંચી!

શેઠને રસોઇયણ કહે: 'શેઠજી! ડીક તો સાવ અનાથ, ને કશી ઓથઆશરા વગરનો છે. એને પાંચ દસ સોનામહોરો આપો. આટલું બધું અઢળક નાણું તે એને બિલાડીના બદલામાં અપાય?'

પણ શેઠ એ નીચ રસોઇયણ જેવો પાજી નહોતો. એ ખાનદાન હતો. એણે તો ડીકને એની બધી સોના મહોરો સંભાળીને આપી દીધી.

એટલું જ નહિ, પણ એ ભલા શેઠે સારી જગાએ ડીકને એ નાણું રોકી આપ્યું. ડીકને પોતાના ઘરમાં પેટના દીકરાની માફક ઉછેરીને મોટો કર્યો.

ડીક મોટો થયો ત્યારે શેઠની એકપૂરી પૂત્રી સુંદર એલીસને પરણ્યો. સોનામાં સુગંધ ભળી. દૂધમાં સાકર મળી. શેઠની લાગવગ ને ડીકનાં નાણાં તથા એની હોંશિયારીથી ડીક જતે દહાડે મોટો વેપારી થઈ પડયો.

પેલા દેવળના ઘંટનાદના ગેબી અવાજ ખરા પડયા. ડીક વ્હીટીંગ્ટન એક નહિ, બે નહિ, પણ ત્રણ વખત જગતના મહાન નગર લંડનનો મેયર ( નગરશેઠ ) બન્યો.

એને એથી પણ વધારે માન મળ્યું. તે વેળા ઈંગ્લાંડની ગાદીએ પાંચમો હેન્રી રાજા હતો. એજિનકોર્ટના યુદ્ધમાંથી પાછા ફરતી વેળા રાજાએ એને ‘ સર ’ નો માનવંતો ખીતાબ આપ્યો. માબાપ વગરનો ડીક લક્ષાધિપતિ બની લીલાલહેર કરવા લાગ્યો.

***

# વાનર રાજા

એક હતું મોટું નગર. એનું નામ આવા. આવા બ્રહ્મદેશમાં આવ્યું.

એ શહેરના રાજાને સાત રાણીઓ. પણ આફત એ કે એને એકકે છોકરૂં ન મળે. રાજા લગભગ ઘરડો થવા આવ્યો પણ એને એકકે ગાદી વારસ છોકરો નહિ. રાજા દુ:ખી, પ્રજા દુ:ખી, ને સાતે રાણીઓ પણ દુ:ખી હતાં. પણ શું કરે ? થાય એટલા બધા ઉપાય કરી છૂટ્યાં હતાં.

એક વેળા રાજાજીને કાને વાત આવી કે થોડા ગાઉ દૂર એક મોટા યાથે મહારાજ આવ્યા છે. આપણે ઋષી મુનિ કહીએ તેમ બ્રહ્મદેશના લોકો એમના મહાત્માને યાથે કહે.

યાથે મહારાજ કાંઈક કૃપા કરશે એવી આશાએ રાજા એમને મળવા ગયો. એમને નમસ્કાર કરી હાથ જોડીને ઉભો રહ્યો.

યાથેએ પૂછ્યું: 'બચ્ચા, શી ઈચ્છા છે ?'

રાજાએ પોતાની ઈચ્છા કહી બતાવી. ભગવાન એકાદ પણ સંતાન આપશે તો યાથે મહારાજની ઈચ્છા મુજબ મોટું મંદિર બંધાવવાની કબૂલત આપી.

ઋષિએ કમંડળુ કાઢ્યું. અંદર છ કેળાં હતાં. રાજાને આપ્યાં. કહ્યું કે, 'તારી રાણીઓને ખવડાવજે. તારી આશા ફળશે. જા.'

રાજા તો ફરીથી મહારાજને પગે લાગી મારતે ઘોડે શહેર તરફ ગયો.

રાણીઓએ પૂછ્યું: 'શું લાવ્યા ?'

રાજાએ બધી વાત કરી. છ કેળાં બતાવ્યાં.

હવે બન્યું એવું કે એ વેળા નાની રાણી એના પિયર ગઈ હતી. સાંજ લગીમાં તો આવી પહોંચવાની હતી. પણ છએ રાણીઓ આપમતલબી હતી. દરેક રાણી એકેકું કેળું ખાઇ ગઈ. બિચારી નાની રાણીને માટે કાંઇએ ન રાખ્યું.

રાજાને બહુ ખોટું લાગ્યું. નાની રાણી એની ખાસ માનીતી હતી. પણ શું કરે ? ખાઇ ગયા પછી શો ઈલાજ ?

સાંજ પડી. નાની રાણી પિયરથી આવી. એને બધી વાતની ખબર પડી. બિચારી બહુ સંતાપ કરવા લાગી. હવે શું વળે ? એણે દાસીને તપાસ કરવા મોકલી. છએ રાણીઓના મહેલની નીચે એમણે ખાધેલાં કેળાંનાં છોતરાં પડ્યાં હતાં. રાણીના હુકમથી દાસી છોડાં લઈ આવી.

રાણી બિચારી બધાં છોતરાં ખાઇ ગઈ. છએ રાણીઓને ખબર પડી કે નાની રાણી કેળાંનાં બધાં છોતરાં ખાઈ ગઈ છે. તેઓ હસવા લાગી. નાની રાણીની ખૂબ ઠઠ્ઠા મશ્કરી કરવા લાગી. છોડાં કોણ ખાય ? વાંદરી હોય તે ! નાની રાણીએ છોડાં ખાધાં માટે એને છોકરો આવશે તો વાંદરો જ આવશે એમ બધી રાણીઓ કહેવા લાગી.

નાની રાણી બિચારી ચિંતામાં પડી. હાય હાય! મને વાંદરો અવતરશે? તો પછી રાજાને મ્હોં કેમ કરીને બતાવીશ?

જેની બીક રાખીએ તે પહેલું થાય. દસ માસ પૂરા થયા. છએ રાણીઓને ગુલાબના ગોટા જેવા કુંવર અવતર્યા. આખા નગરમાં આનંદ મંગળ વરતાઈ રહ્યાં. રાજાના આનંદનો તો કોઈ પાર ન રહ્યો.

પણ તે જ વેળા ખબર આવી કે નાની રાણીને વાંદરો અવતર્યો છે! રાજાને એક બાજુ આનંદ ને એક બાજુ શોક! રાજાની રાણીને વાંદરો આવે એ તે કાંઈ ઓછી મુસીબતની વાત છે? એમાંય આ તો રાજાની માનીતી રૂપાળી રાણી!

જોશીઓએ જોશ જોયા. વાંદરાને આખા દરબારે મારી નાખવા રાજાજીને વીનવ્યા. પણ રાજાએ ના પાડી. પેટ પડ્યો સાપ પણ ઉછેરવો પડે છે. વાંદરો તો વાંદરો! એને મારી નાખતાં રાજાનો જીવ કેમ ચાલે?

દહાડા ઉપર દહાડા વીત્યા. મહિના ઉપર મહિના વીત્યા. વરસો ઉપર વરસો વીત્યાં. કુંવરો ભણવા જેવડા થયા. વાજતે ગાજતે નિશાળે બેસાડ્યા. વાંદરો પણ એમની સાથે નિશાળે જવા લાગ્યો. છએ રાજકુમારો બિચારા વાંદર રાજકુમારને ઘણોય હડધૂત કરે, પણ વાનર કુમાર એને ગણકારે જ નહિ. છએ રાજકુમારો કરતાં વાનરકુમાર ભણવા ગણવામાં સૌથી વધુ હોંશિયાર. રમત ગમતમાં પણ એવો જ પાવરધો. બધી રીતે તેજદાર ને હિંમતવાન. એક

માત્ર એનું શરીર બેડોળ વાંદરાનું. બીજી કશી ખોડખાંપણ ન મળે.

ભણી ગણીને કુંવરો મોટા થયા. બાપની પાસે ગયા. દૂર દેશાવર ફરવા જવા માગણી કરી. પરદેશ ફર્યા વગર કોણ હોંશિયાર થયું છે ?

રાજા કહે : ‘ કુંવરો ! ઈચ્છા છે તો ભલે જાએ. એક મોટું વહાણ લઈ જાઓ. અંદર બધો સાજસામાન રાખજો. સાથે હોંશિયાર નોકરચાકરો લેજો. દેશ જુઓ, દેશાવર જુઓ. હરી ફરીને પરવારો ત્યારે સુખેથી પાછા આવજો. ’

કુંવરો રાજીરાજી થઈ થયા. એક મોટું વહાણ તૈયાર કર્યું. જોશીઓ પાસે સારો દહાડો જોવડાવ્યો. ઉપડવાની તૈયારી કરી.

વાનર રાજકુમાર બોલ્યો: ‘ મોટા ભાઈ ! મને પણ સાથે લઈ જાઓ. ’

‘ જા, જા, વાંદરા ! તું શું મુસાફરી કરતો હતો ? ચણા ખા, ચણા ! ’ કહી છએ રાજકુમારોએ તેને ધૂતકારી કાઢ્યો.

પણ વાનર રાજકુમાર એમ ગાંજ્યો જાય એવો ન હતો. જવાનો જે દહાડો નક્કી કર્યો હતો તેની આગલી રાતે એ તો ગયો દરિયા કિનારે. ઠેકડા મારતો મારતો બીજાં હોડકાંઓ ઉપર થઇ રાજકુમારોવાળા વહાણમાં પેસી ગયો. એક ખુણે સંતાઇ ગયો.

સવાર પડી. રાજકુમારોની પધરામણી થઇ. વહાણે વાજતે ગાજતે અનુકુળ પવન જોઈ લંગર ઉપાડયું. હંસની

છટાથી સમુદ્રની છાતીપર વહાણુ નાચતું નાચતું આગળ ધપવા લાગ્યું. વાનર રાજકુમાર અંદર સંતાઈ રહ્યો. બહાર નીકળ્યો જ નહિ.

આખરે બહુ વખત થયો. જમીન દેખાતી બંધ થઈ. ચારે બાજુ પાણી, ઉપર આકાશ ને બધી બાજુ અફાટ દરિયાનાં મોજાં ઘુ-ઘુ કરતાં ઘુઘવે. બધે જળ જળ બંબાકાર.

વાનર રાજકુમારે જાણ્યું કે હવે બહાર નીકળવાનો લાગ આવ્યો છે. એ તો નીકળ્યો બહાર. છએ ભાઇઓને નમસ્કાર કરીને ઉભો રહ્યો.

છએ ભાઇઓ એવા તો ગુસ્સે થયા કે વાત કરવાની નહિ.

પણ હવે ભર દરિયે બીજું કરે પણ શું ? એને પાછો મૂકવા કાંઈ જવાય એમ ન હતું. જેમ તેમ કરીને સાથે રહેવા દીધો.

બે ત્રણ દિવસ પછી દરિયામાં ભયંકર તોફાન થયું. વહાણુ કોણુ જાણે કયી દિશામાં ઘસડાઈ ગયું. ખલાસીઓ ગુંચવાયા. કોઇને રસ્તાની સમજ ન પડે. છેવટે બધાને વાનર રાજકુમાર યાદ આવ્યો. એનું શરીર હલકું ફૂલ જેવું હતું. વહાણુના સઢની ટોચે ચડીને એ કાંઈ જુએ ને કોઈ બાજુ જમીન દેખાતી હોય તે બાજુ વહાણુ હંકારાય તો જ બચી જવાય એમ હતું. નહીતર બચવાની આશા નહોતી, કારણુ વહાણુમાં પીવાનું મીઠું પાણી હવે વધુ વાર પહોંચે એમ નહોતું.

વાંદર રાજકુમારે ખુશીથી હા પાડી. સઢની છેક ટોચ ઉપર ચડયો. ચારે દિશામાં ખૂબ આઘે નજર કરી. દૂર દૂર

અમુક દિશામાં જમીન જેવું જણાયું. એણે વહાણના નાખુ-દાને એ બાજુ વહાણ હંકારવા સૂચના આપી.

એ મુજબ વહાણ હંકારાયું. થોડા કલાકની મહેનત પછી લીલોછમ કિનારો દેખાયો. દરિયા કિનારે થોડે દૂર પાણીમાં વહાણને લંગર નાખ્યું. છએ રાજકુમારો નાના હોડકામાં બેસી પોતાનાં માણસોને લઇ એ નવો દેશ જોવા તથા જોઈતી ચીજો લાવવા નીકળી પડ્યા. ત્યાં વાંદરાનું શું કામ ? એટલે કોઇએ એનો તો બિચારાનો ભાવ જ ન પૂછયો. એને વહાણમાં રહેવા દઈ બધા જતા રહ્યા.

પણ વાનર કુમારને એ વાત પાલવે એવી નહોતી. બધા ગયા પછી એ ઠેકડા મારી બીજાં લાંગરેલાં વહાણો ઉપર કૂદયો. એમ એકમાંથી બીજામાં, ને બીજામાંથી ત્રીજામાં થઈ એ સહીસલામત કિનારે ઉતર્યો.

એ શહેરમાં રાજાએ ઢંઢેરો પીટાવ્યો હતો. એ રાજાને એકની એક કુંવરી હતી. તે પરણવા લાયક ઉંમરની થઇ હતી. રાજાએ ઢંઢેરો પીટાવી જાહેર કર્યું હતું કે જે કોઇ દરબારમાં આવી રાજગાદી પાસે પડેલો એક મોટો પથરો ઉંચકશે તેને કુંવરી પરણાવવામાં આવશે.

આખું નગર દરબારમાં ઉલટયું. છએ રાજકુમારો પણ ગયા. રાજકન્યા પાર વગરના રૂપવાળી હતી. એને પરણવા કાંઈક લોકોએ પથરો ઉપાડવા મહેનત કરી જોઇ પણ પથરો જરા ય ચસકે જ નહિ ને ? ખૂબ વજનદાર હતો. ચાર માણસો વળગે ત્યારે મુશીબતથી ખસી શકે.

છએ રાજકુમારોએ પણ પથરો ખસેડવા મહેનત કરી જોઇ. પણ બધાની મશ્કરી વચ્ચે ફજેત બની તેમને પણ બેસી જવું પડયું. એમનાથી પથરો સહેજ હાલ્યો પણ નહિ !

રાજા પણ નિરાશ થયો. કંટાળીને બોલી ઉઠ્યો: 'અરેરે ! સારા શહેરમાં એક પણ બળીયો નથી કે મારી પ્રતિજ્ઞા પૂરી કરે ?'

'છે, રાજા ! પૃથ્વી વાંઝણી નથી. હું તારા કોડ પૂરા કરીશ.' એમ બોલી વાનર રાજકુમાર ઠેકડો મારી પથરા નજીક આવીને ઉભો રહ્યો.

બધા લોકો આ વાંદરાને માણસની માફક બોલતો જોઈને, તેમ જ એની બોલવાચાલવાની રાજવંશી છટા જોઇને અજબ બની ગયા. છએ રાજકુમારોની માફક એ પણ દરબારમાં તમાસો જોવા આવ્યો હતો. બધા હારી ગયા એટલે એણે બીડું ઝડપ્યું.

જોતજોતામાં તો પથરાને અદ્ધર ઉંચકયો; એટલું જ નહિ પણ ત્રણ વાર માથા ઉપર ફેરવી આસ્તે રહીને જમીન ઉપર મૂકી દીધો !

આખા દરબારમાં કાનના પડદા ફાડી નાખે એવા ખુશાલીના પોકારો થઈ રહ્યા. રાજા પણ આનંદ પામ્યો. એણે વાનર રાજકુમારને પોતાની નજીક બોલાવીને બેસાડયો. કુંવરીને તેડવા માણસ મોકલ્યું.

પણ જ્યારે કુંવરીએ જાણ્યું કે એનાં લગ્ન તો એક વાનરની સાથે થવાનાં છે ત્યારે એના સંતાપનું તો પૂછવું જ

શું ? એ તો રડવા કકળવા લાગી. કેમે કરી રાજાની પાસે જાય જ નહિ.

છેવટે રાજા જાતે કુંવરીના મહોલે ગયો. એણે કુંવરીને દીલાસો દીધો. વાનરકુમાર કેવો બળવાન ને સશક્ત હતો તેની વાત કરી. છતાં કુંવરીનું મન ન માને.

રાજાએ કુંવરીને સાફ સાફ કહી દીધું કે મેં ખુલ્લેખુલ્લું જાહેર કર્યું છે કે જે પથરો ઉપાડશે એને કન્યા પરણાવીશ. રાજાનું વચન કદી ફોક થાય નહિ. એટલે હું તો જરૂર તને એની સાથે જ પરણાવીશ !

આખરે કુંવરી દિલગીર ચહેરે રાજાની સાથે ગઈ. વાનર રાજકુમાર સાથે એનાં લગ્ન થઈ ગયાં.

વાનરકુમારે પોતાના છએ ભાઇઓને પોતાની પાસે બોલાવ્યા. રાજાને તેમની ને પોતાની ઓળખાણ આપી. 'આવા' જેવા મોટા રાજ્યના રાજકુમાર સાથે કન્યા પરણી છે જાણી રાજાને સંતોષ થયો. વાનર છે, પણ રાજાનો કુંવર તો છે ને ?

એ શહેરમાં થોડા દહાડા સુધી વાનર રાજકુમાર અને તેના છએ ભાઈઓ ઠાઠમાઠથી રહ્યા. છેવટે સસરાજીની વિદાય લઇ રાજકન્યાને સાથે લઈ વાનર કુમાર પોતાના છ ભાઈઓ સાથે ત્યાંથી નીકળ્યો.

એક પછી એક એમ અનેક મુલકો વટાવતાં વટાવતાં વહાણે એક દિવસ એક સુંદર નાના ટાપુ ઉપર લંગર કર્યું. બધાં બેટની અંદર ફરવા ગયાં.

એ બેટમાં એક શોભાયમાન નગરી હતી. એ નગ-

રીના રાજાની રાજકન્યા બહુ સુંદર હતી. એટલું જ નહિ પણ બહુ ભણેલી ને ચતુર હતી. જાતજાતની જાદુમંત્રની કળામાં પાવરધી હતી. વાનર રાજકુમારને એ રાજકન્યા ધારી ધારીને જોઈ જ રહી. એને એમાં કાંઇક ભેદ જણાયો.

બીજે દિવસે વહેલે મળસ્કે ટાપુ ઉપર વહાણમાં છએ ભાઈઓ અને એમનો બધો રસાલો ઉંઘતો હતો તે વેળા વાનર રાજકુમાર ઠેકડો મારીને કિનારે ઉતર્યો. બેટ ઉપરના નગરની રાજકન્યાનો મહેલ નજીક હતો. એ મહેલના વિશાળ બગીચામાં એક સુંદર તળાવડી હતી. એ જગા બહુ એકાંત હતી.

વાનરકુમાર તો ગયો એ જગાએ. આજુબાજુ કોઇ નથી' એમ ખાતરી કરી એણે પોતાની વાંદરાની ચામડી શરીર ઉપરથી સાપ કાંચળી ઉતારે એમ ઉતારી નાખી. એકદમ વાનર રાજકુમાર સોહામણા રાજવંશી જુવાનના રૂપમાં ફેરવાઈ ગયો. એ તો પડયો તળાવડીમાં. ને નિરાંતે પાણીમાં છબછબીયાં કરી નાહ્યો.

એ ધારતો હતો કે એને કોઈ જોતું નથી. પણ ખરી વાત એમ નહોતી. એ નગરીના રાજાની કન્યા આખી રાત વાનર રાજકુમારનો વિચાર કર્યા કરતી હતી. એને આખી રાત ઉંઘ આવી નહોતી. એ અત્યારે પોતાના મહેલના એક ઉંચા જરૂખામાં કોતરેલી દિવાલની ઓથે છુપાઈને વાનર રાજકુમારની જળરમત આનંદથી જોઈ રહી હતી.

ધીમે ધીમે સૂરજ ઉગવાની વેળા થવા લાગી. વાનર રાજકુમારે બહાર નીકળી અંગ લુછી નાખી વાંદરાની ચામ-

ડી પહેરી લીધી. પાછો એ તો સોહામણો રાજકુમાર મટી બેડોળ વાંદરો બની ગયો. ધીમે રહી વહાણમાં જતો રહ્યો. ને પોતાની જગાએ જઈને બેસી ગયો.

બપોરે જ્યારે બધા રાજકુમારો ફરવા નીકળ્યા ત્યારે કુંવરીએ દાસીને મોકલીને વાનર રાજકુમારને પોતાની પાસે બોલાવ્યો. એના ભાઈઓ હસવા લાગ્યા: ‘ તારા જેવા વાંદરાને જોઈ રાજકુમારી બે ઘડી મન બહેલાવવા જ બોલાવે છે. જરા ચાળા ચસકા કરી કુંવરીને રાજી કરી આવતો રહેજે ! ’ એમ કહી એને રજા આપી.

વાનર રાજકુમાર દાસી સાથે કુંવરીના રંગમહેલમાં ગયો. એને આવતો જોઈ કુંવરી માનભેર ઉભી થઇ. એની રૂડી રીતે મેમાનગીરી કરી. પીવાને પાણી આપ્યું. ખાવાને મીઠાઈ આપી. નાગરવેલની પાનના મુખવાસ આપ્યા. અંદર કોણ જાણે શું ય મેળવી દીધું તે વાનર રાજકુમાર તો ધારી ધારીને રાજકુંવરીને જોઈ જ રહ્યો.

રાજકુંવરી એવી તો સ્વરૂપવાન હતી કે કશા જંતર મંતરની જરૂર જ નહોતી. તેમાં આ તો કુંવરીએ ચાહીને રાજકુમારને કંઇક ખવડાવેલું પછી વાનરકુમાર એને ને એને જ જોઈ રહે એમાં શું નવાઈ ?

આખરે વાનરકુમાર બોલ્યો : ‘ કુંવરી ! છું તો વાંદરો. પણ મારી સાથે પરણશો ? હું ય રાજકુમાર છું. ’

કુંવરીને તો એટલું જ જોઈતું હતું ને ? એણે ખુશીથી હા પાડી. રાજાની સંમતિ લેવાઈ. બીજે જ દહાડે લગ્ન નક્કી થયાં.

છએ ભાઈઓને જ્યારે ખબર પડી કે આ વાંદરાને તો બીજી કુંવરી આપમેળે શોક્ય ઉપર પરણવા તૈયાર થઈ છે ત્યારે તેઓ તો આભા જ બની ગયા.

ધામધુમથી લગ્ન થયાં. થોડા દહાડા મેમાન તરીકે ત્યાં રહી રાજકુંવરીને લઈ વાનર રાજકુમાર પોતાના વહાણમાં બેસી બંને કુંવરીઓ તથા ભાઈઓ સાથે પોતાના વતન 'આવા બંદર' જવા ઉપડયો.

વહાણમાં પહેલી રાજકુંવરીને આખો દહાડો શોક સંતાપમાં રહેતી જોઈ નવી કુંવરી સમજી કે હું એની શોક્ય તરીકે આવી છું માટે એ આટલી બધી ગુસ્સે થઈ હશે.

એ લાગ જોઈ એની પાસે ગઈ. હાથ જોડી બોલી : 'બહેન, હું તમને મારાં મોટાં બહેન ગણીશ ને તમારા કહ્યામાં રહીશ. મારી ઉપર દયા કરો. ગુસ્સો ન કરો.'

જૂની કુંવરી તુચ્છકારથી બોલી : 'તારા પર શું કામ ગુસ્સો કરૂં ? આ વાંદરાને તુ રાજીખુશીથી પરણી એટલે મને તો ઉલટી એક બહેનપણી વધી. તારી કમઅક્કલ પર મને હસવું આવે છે. અને આવા વાંદરા સાથે જન્મારો કાઢવાનો એટલે બીજી બાજુ જીવ બળીને ખાખ થઈ જાય છે.'

'એટલું જ કારણ છે ને ?'

'એટલું ઓછું છે ?' ગુસ્સે થઇને પહેલી કુંવરી બોલી.

'બહેન. ઉતાવળાં થશો નહિ. સાંભળો. એ વાંદરા નથી. ખરી રીતે તો એ બહુ જ સોહામણા રાજકુમાર છે. પણ એમને કાંઇક શ્રાપ હશે એટલે આવા વાંદરાના વેશે રહેવું

પડે છે. આપણે હવે કાંઈ પણ ઉપાય કરી એમને વાંદરામાંથી માણસ બનાવવાના છે.'

બંને જણીઓએ પછી નિરાંતે વાતચીત કરી વાનર રાજકુમારને શી રીતે માણસ બનાવવો તેની ગોઠવણ કરી.

એક વેળા રસ્તાના એક બંદરમાં વહાણે લંગર કર્યું હતું. વાનર રાજકુમાર એની ટેવ મુજબ વહેલા મળસ્કે એક એકાંત ઝરા આગળ પોતાની ચામડી આઘી મૂકી નહાવા પડયો. છાનામાના પાછળ આવેલી એની બંન્ને સ્ત્રીઓએ વાંદરાની ચામડી લઈને દેવતામાં સળગાવી દીધી!

દેવતાના ભડકામાં ચામડી બળવા લાગી કે પાણીમાંથી ચીસ મારી વાનર કુમાર બહાર નીકળ્યો. કિનારાપર પછાડ ખાઈને પડયો. 'બળું છું રે! બળું છું રે!' કરી જોરથી દયામણી ચીસો પાડવા લાગ્યો.

દેવતામાં દાઝી જવાથી ચામડી જેવી આળી થઇ જાય એવી એની સોહામણી ચામડી થઈ ગઇ.

પહેલી રાજકુંવરી તો બિચારી ગભરાઈને શિયાવિયા થઇ ગઇ. નાની કુંવરીને કહેવા લાગી: 'બહેન! આ શું! એમ તો એ વાંદરા ભલે રહ્યા. આ તો એમની પીડા જોઈ બહુ દુ:ખ થાય છે."

નાની કુંવરીની પાસે એનો ઉપાય તૈયાર જ હતો. આવું કાંઈક થશે એમ એને લાગ્યું જ હતું. જંગલના છાલાપાંલામાંથી એક જાતનો મલમ બનાવી એણે ડબ્બી ભરી રાખી હતી. એ મલમ ઝટઝટ રાજકુમારના શરીરે લગાડી દીધો.

તરત જ રાજકુમારમાં અજબ ફેરફાર થઇ ગયો. એનું બધું દુઃખ દરદ મટી ગયું. કાયા કંચનવર્ણી બની ગઇ. વાનર રાજકુમાર વાંદરો મટી ખરેખરો શોભાયમાન કુંવર બની ગયો. બંને કુંવરીઓ હરખાઇ ગઈ. વાનર કુમારના આનંદનો પણ પાર નહોતો.

છએ ભાઈઓને જ્યારે વાનર રાજકુમારના શરીરના ફેરફારની ખબર પડી ત્યારે તેઓ પણ રાજી થઇ ગયા.

થોડે દહાડે વહાણુ આવા પહોંચ્યું. ધામધુમથી બંને રાજકન્યાઓને લઇ વાનરરાજકુમાર મહેલે ગયો.

રાજાએ રાજગાદી વાનરકુમારને જ સોંપી. વાનર કુમાર ખરેખરો રાજા બન્યો.

ખાધું પીધું ને મજા કરી.

***

# ચ કો પી

અમેરિકાના મૂળ વતની રેડ ઇન્ડીયનોની એક વાત તમે વાંચી ગયા છો. એ જ રેડ ઇન્ડીયનોના બાળ-કોને એમનાં માબાપો કહે છે એવી એક બીજી વાત આજ તમને કહું છું:

એક હતું જંગલ. બહુ મોટું. એમાં છ રાક્ષસો રહેતા હતા. એ બહુ જબરા હતા. દુષ્ટ ને ઘાતકી પણ એવા હતા. બિચારા ઈન્ડીયનોને પારવગરનું દુ:ખ દે. એમનાં ઢોર મારી ખાય. એમના દાણા ચોરી જાય. ઘણી વાર રેડ ઈન્ડીયનોને પણ મારી નાખે. એમને તોબા તોબા પોકરાવે. એમની જાત છેક ખલાસ થવાની અણી ઉપર આવી.

રેડ ઈન્ડીયનો ગયા એમના ઘરડા વડીલો પાસે. એમને બધી વાત કરી. વડીલો દિલગીર ચહેરે કહેવા લાગ્યા: 'પરી-ઓના પ્રદેશ તરફથી એમ વાત આવી છે કે આપણા જથાના એક વીર પુરૂષના માથે પરીઓનો દૂત સફેદ પીછું ખોસી જશે. એ માણસ જ આપણી જાતિને બચાવશે. એ માણસ જ એ દુષ્ટ રાક્ષસોનો નાશ કરશે. એ દૂત આવે અને આપ-ણામાં એવો વીર પાકે ત્યાં લગી રાહ જોયા વગર છૂટકો નથી.'

માણુસો બિચારા રાહ જોઇ જ રહ્યા. દહાડા વીત્યા. અઠવાડિયાંઓ વીત્યાં. મહિના વીત્યા. વરસો ઉપર વરસો વીતવા આવ્યાં. પણ હજુ પેલો દૂત ન આવ્યો તે ન જ આવ્યો.

આખરે ત્રાસ ને બીકના માર્યા ઘણા ખરા લોકો ગામમાંનાં પોતાનાં ઘરબાર છોડી જંગલમાં ભટકવા જતા રહ્યા. જ્યાં રાક્ષસો રાજ કરે ત્યાં ગરીબ નિર્દોષ લોકોને હિજરત કર્યા વગર બીજો શો ઉપાય હોય ?

એવી રીતે હિજરતે જનાર માણસોમાં એક બુઢ્ઢો ઈન્ડીયન હતો. એને એક છોકરાનો છોકરો હતો. એનું નામ ચકોપી.

જંગલમાં શિકાર કરતાં કરતાં ચકોપી એક વાર થાકીને એક ઝાડ તળે સુઇ ગયો. સખત થાક લાગ્યો એટલે ત્યાં જ ઉંઘી ગયો. ઉંઘમાં મીઠાં મધુરાં સ્વપ્નાંમાં એ મહાલતો હતો ત્યાં એક વિચિત્ર અવાજથી જાગી ઉઠયો.

ઝબકીને એણે નજર કરી તો એક દિવ્ય પુરૂષ એની પાસે ઉભો રહીને બોલતો હતો: ‘જય થાઓ, સફેદ પીછું ધારણ કરનારા વીર ચકોપીનો !’

ચકોપીને નવાઇ લાગી. જેમ તેમ કરી એ બબડયો: ‘ભલા ગૃહસ્થ ! મારી પાસે સફેદ પીછું નથી. હું તે ધારણ કરતો નથી.’

‘તારી પાસે છે. મેં જ હમણાં તે તારા માથાના ફેંટામાં મૂકયું છે.’ એ અજાણ્યાએ જવાબ આપ્યો.

ચકોપીએ માથે હાથ ફેરવી જોયો. સાચેસાચ, એક

ખુબસૂરત મુલાયમ સફેદ પીછું એના માથાના ફેંટામાં શોભતું હતું.

પેલા દિવ્ય પુરૂષે ગંભીર ને ઘેરા અવાજે ચકોપીને કહેવા માંડયું: 'ચકોપી, તારી જાતના છૂટકારા માટે અને તેમના રક્ષણ માટે પરીઓના પ્રદેશના લોકોએ તારી પસંદગી કરી છે. તું જો બહાદુર અને ચેતતો રહીશ તો તારી જાતિનું ભલું કરી શકીશ. એમને દુષ્ટ રાક્ષસોના પંજામાંથી છોડાવી શકીશ. હું તને ત્રણ ચીજ આપું છું તે લે.

'એક જાળ છે. બીજો કોથળો છે. ત્રીજી એક ચલમ છે. જાળમાં એવી ખૂબી છે કે રાક્ષસો એ જોઇ શકશે નહિ.

'તારે રાક્ષસો સાથે દોડવાની હોડ બકવી. એમાં એવી સરત કરવી કે જે જીતે તે હારનારનું માથું વાઢી લે. રસ્તામાં જાદુઇ દ્રાક્ષના વેલાની બનાવેલી આ જાળ તારે રાક્ષસ ઉપર ફેંકવી. એમ કર્યાથી એ ઝડપથી દોડી શકશે નહિ, ને તું જીતીશ. બસ, પછી તારે સરત પ્રમાણે રાક્ષસનું માથું વાઢી લેવું.

'આ કોથળો પણ જાદુઈ કરામતવાળો છે. રાક્ષસો એ કોથળાને જોઈ શકશે નહિ. વળી એ કોથળામાં બીજી એક કરામત એવી છે કે તું એ કોથળાની પાછળ ઉભો રહીશ તો તને પણ રાક્ષસો દેખી શકશે નહિ. એ ઉપરાંત કોથળામાં બીજી ઉપયોગી કરામતી ચીજો છે. એ વખત આવ્યે તને કામ લાગશે.

'આ ચલમ છે એ પણ જાદુઈ છે. એમાં તમાકુ ભરી ધુમાડો કાઢીશ તો એ ધુમાડામાંથી સુંદર સફેદ કબુતરો નીકળશે. એ કબુતરો રાક્ષસના રહેઠાણ ઉપર તને લઇ જશે.

'મારી સૂચનાઓ બરાબર યાદ રાખજે. બહાદૂર બનજે. તને જરૂર ફતેહ મળશે. તારૂં કલ્યાણ થાઓ!'

ઉપર મુજબની સૂચના આપી દૂત અલોપ થઇ ગયો.



ચકોપી મુકામપર ગયો. દાદાને બધી વાત કહી. ચલમ સળગાવી જોઈ. એના ધુમાડામાંથી ખૂબસૂરત સફેદ કબુતરો નીકળી એક જ દિશામાં ઉડી ચકોપીને રસ્તો બતાવવા લાગ્યાં. ચકોપી તેમની પાછળ ચાલવા લાગ્યો.

જંગલમાં અનેક રસ્તાઓ વટાવતાં કબુતરો ચકોપીને છેવટે ગીચ ગાઢા જંગલમાં રાક્ષસોનો મહેલ હતો ત્યાં લઇ ગયાં.

ચકોપી બહાદુર હતો. એને રાક્ષસોની જરાએ બીક નહોતી. એણે તો જઇને ધમ–મ–મ કરીને રાક્ષસનું બારણું ખખડાવ્યું. રાક્ષસો બહાર આવ્યા.

ચકોપી ઠંડે પેટે બોલ્યો: 'મારી જોડે દોડવાની સરત મારવી છે? આવી જાઓ!'

રાક્ષસો હસવા લાગ્યા: 'અલ્યા, સરતમાં શી હોડ બકે છે?'

'જીતે એ હારનારનું માથું વાઢી લે.' ચકોપી બોલ્યો.

રાક્ષસો તો ખૂબ રાજી થઈ ગયા. ક્યાં આ છોકરાની દોડ, ને ક્યાં બળવાન રાક્ષસોની દોડ? એમની ખાતરી થઇ ગઇ કે આ મૂરખો હાથે કરીને મોત માગવા નીકળ્યો છે! એમણે તો સૌથી નાના રાક્ષસને ચકોપી જોડે દોડવા મોકલ્યો.

એક–બે–ત્રણ! બંને જણ દોડયા. હતું એટલું બધું જોર કાઢી ચકોપી દોડયો. પણ ક્યાં રાક્ષસનું જોર, ને ક્યાં એનું જોર? થોડી વારમાં જ રાક્ષસ આગળ નીકળી ગયો. ચકોપીએ પેલા દ્રાક્ષના વેલાની જાળ રાક્ષસ ઉપર નાખી. રાક્ષસના પગ અંદર ભરાઈ ગયા. રાક્ષસ ગમે એટલા અછાડા–પછાડા મારે પણ પગ જાળમાં ભરાઈ ગયેલા એટલે એ જલદી દોડી જ ન શકે. ગમ્મતની વાત એ કે રાક્ષસને પેલી જાળ દેખાય નહિ એટલે એમ કેમ થાય છે તેની એને સમજ પડે નહિ.

આખરે ચકોપી રાક્ષસથી આગળ આવી ગયો. સરતમાં જીત્યો. કરાર પ્રમાણે રાક્ષસનું માથું કાપી લીધું. એની જાતિને પીડનારો એક દુષ્ટ ઓછો થયો.

બીજે દહાડે બીજા રાક્ષસની સાથે હોડ બકી. એનું પણ માથું વાઢી લીધું.

ત્રીજે દહાડે ત્રીજાની પણ એ દશા. ચોથે દહાડે ચોથો પણ ત્રણને મળવા ઉપડી ગયો. પાંચમે દહાડે પાંચમાનો પણ વારો આવી ગયો. એનું માથું પણ ધડથી જૂદું થઈ ગયું.

છઠ્ઠા દહાડાની સવાર પડી. હવે એક જ જબરામાં જબરો રાક્ષસ બાકી રહ્યો હતો. બંને જણાએ દોડવાનું શરૂ કર્યું. દ્રાક્ષના વેલાની જાળ નાખી રાક્ષસનો વેગ એણે ઓછો કર્યો. સામે દોડવાની જગા પૂરી થતી હતી તે સ્થળ ચોકખું દેખાતું હતું. એટલામાં કોઈએ કોમળ અવાજે મીઠાશથી બૂમ પાડી: 'ચકોપી ! ઓ ચકોપી !'

રૂપાની ઘંટડી જેવા એ મોહક રણકારાએ ચકોપીને ભાન ભૂલાવ્યો. અત્યારે મરણ–જીવનનો વખત છે તે વાત એ વિસરી ગયો. પાછો ફરી પોતાને કોણ બોલાવે છે એની તપાસ કરવા માંડી.

ખેલ ખલાસ ! રાક્ષસ એ તકનો લાભ લઈ આગળ પહોંચી ગયો ! એ સરત જીત્યો. રાક્ષસની જ આ બધી ચાલાકી હતી એ ચકોપી સમજી ગયો. કમરપટ્ટામાંથી મોટી છરી કાઢી ચકોપીનું માથું કાપી લેવા રાક્ષસ ધસ્યો આવતો હતો.

ચકોપી સમજી ગયો કે માથે મોત ભમે છે. એણે તો પેલો જાદુઈ કોથળો સામો ધર્યો ને પોતે પાછળ સંતાઈ ગયો. પળ વારમાં જ તે અલોપ થઈ ગયો. રાક્ષસ ચકોપીને જોઈ શકયો નહિ. પણ ચકોપીએ ભારે સંતાપ સાથે જોયું કે દોડતાં દોડતાં એના માથાનો સફેદ પીંછાવાળો ફેંટો તથા

પેલી જાદુઈ ચલમ જમીન ઉપર પડી ગઈ હતી, તે રાક્ષસના હાથમાં આવી ગઈ હતી.

રાક્ષસ મનમાં મલકાતો મલકાતો બોલ્યો: 'બચ્ચાજી ! તું તો નાસી ગયો ! ફિકર નહિ. આ તારી બે ચીજો મળી છે એ વતી હું બરાબર બદલો લઇશ.'

રાક્ષસે તો એમ બોલી ઝડપથી ચાલવા માંડયું. ચકોપી પણ નિરાશ બની એની પાછળ ને પાછળ ચાલવા મંડયો.

રાક્ષસ તો સીધો ચકોપીના જથાવાળા માણસોના ગામમાં ગયો. ગામમાં ઘણાંખરાં ઘરો ખાલી થઇ ગયાં હતાં, છતાં હજુ કેટલાંક ઘરોમાં વસતિ હતી.

રાક્ષસને સફેદ પીછાવાળો ફેંટો પહેરીને આવેલો જોતાં જ ગામના લોકો તો રાજીરાજી થઇ ગયા. એ બિચારા એવું સમજ્યા કે આ માણસ જ પરીઓના પ્રદેશમાંથી અહીં આપણને રાક્ષસોના ત્રાસમાંથી છોડાવવા આવ્યો છે ! તેઓ એને માન આપવા લાગ્યા. ને તેની આગતાસ્વાગતા કરવા લાગ્યા.

પણ ચકોપી પાછળ આવતો હતો. એણે જોયું કે અહીં એક રાક્ષસને પૂરાં પડે એટલા માણસો છે. અહીં બીક જેવું નથી. એણે તો પેલો કોથળો ઘડી વાળીને માર્યો બગલમાં, ને પોતે છતો થયો. રાક્ષસથી પોતાના જાતભાઇઓને ચેતવાની સલાહ આપી.

રાક્ષસે ચકોપી ઠગારો ને જૂઠો છે એમ જણાવી પોતે ખાસ પરીઓના પ્રદેશમાંથી જ આવ્યો છે એમ એ લોકોને ખાતરી આપી, તથા નિશાની તરીકે સફેદ પીંછું બતાવ્યું.

ઇન્ડીયનો બિચારા વિચારમાં પડયા. કોણ સાચું? ચકોપી? કે આ આવનાર? એમને તો લાગ્યું કે ચકોપી જ જૂઠો છે. એ લોકો તો ચકોપીને પકડીને મારવા તૈયાર થયા.

પણ એમના આગેવાનોએ એમને રોકયા. તેઓ કહે: ' આપણે બંનેની પરીક્ષા કરી જોઈએ. સાચું ખોટું તરત પકડાઈ આવશે. જો આ માણસ ખરેખર પરીઓના પ્રદેશ-માંથી આવ્યો હશે તો એને કાંઈક પણ ચમત્કાર કરતાં આવડતા હશે. આ ઝાડની ડાળીમાંથી નોળીઓ બનાવી દે, અને આ પથરામાંથી કુતરો બનાવી દે તો આપણે એની વાત સાચી માનીએ. '

રાક્ષસને થોડા ઘણા જાદુમંતર આવડતા હતા. એ કાંઇ પરીઓના પ્રદેશમાંથી આવ્યો નહોતો, તો પણ પોતાને થોડા મંતર આવડતા હતા તેના જોરે એણે ઝાડની ડાળીનો નોળીઓ બનાવી દીધો! પથરાનો કુતરો બનાવી દીધો.

ચકોપી કહે : ' મને પણ એવો ચમત્કાર આવડે છે. '

એણે કોથળો તપાસ્યો. અંદર એક ઝાડની ડાંખળી હતી. એક પથરો પણ હતો. એણે કોથળામાંથી ડાંખળી બહાર કાઢી કે તરત જ તેનો નોળીયો બની ગયો! પેલા પથરાને બહાર કાઢ્યો કે તરત જ એનો કુતરો બની ગયો!

હવે તો ઉલટો ગુંચવાડો વધ્યો. બંને સરખા નીકળ્યા. આગેવાનોએ બીજો ઉપાય શોધી કાઢ્યો.

એક ઘરડો આગેવાન કહે: ' મેં એમ સાંભળ્યું હતું કે પરીઓના પ્રદેશ તરફથી આપણી જાતિના બચાવ માટે જે વીરની પસંદગી થશે એની પાસેની ચલમ ફુંકે તો

અંદરથી કબુતર નીકળશે. માટે બંને જણા પોતાની ચલમો કાઢીને સળગાવો.'

રાક્ષસે ચલમ કાઢીને સળગાવી. અંદરથી એકલો ધુમાડો નીકળ્યો. એ ક્યાં ચમત્કારી ચલમ હતી કે કબુતરો નીકળે?

પછી ચકોપીએ પોતાની જાદુઈ ચલમ સળગાવી. ધુમાડાના ગોટા નીકળવા લાગ્યા. ધુમાડાના ગોટા જેમ જેમ ઉંચા ચડવા લાગ્યા તેમ તેમ અંદરથી રૂપાળાં કબુતરો નીકળીને ઉડવા લાગ્યાં; ને રાક્ષસના શરીર ઉપર જોરથી ચાંચો મારી એને લોહી કાઢવા લાગ્યાં.

બધા રેડ ઇન્ડીયનોની ખાતરી થઇ ગઈ કે આપણો બચાવનાર વીર ચકોપી છે.

બધા ભેગા મળી પેલા રાક્ષસપર તૂટી પડ્યા. એને મારી નાખ્યો.

ચકોપીને સફેદ પીંછું પાછું મળ્યું. એણે બાકીના પાંચ રાક્ષસોને કેવી રીતે પૂરા કર્યા હતા તેની વાત પોતાના જાતવાળાઓને કહી સંભળાવી. એના જાતભાઈઓ બહુ જ ખુશી થયા. ચકોપીનો ઘણો ઘણો આભાર માન્યો. એને પોતાનો સરદાર બનાવ્યો. એને માટે એક સારૂં ઘર બાંધી આપ્યું. એને ઢોરનું એક મોટું ધણ આપ્યું. કીંમતી રૂવાંટીવાળી ચામડી બક્ષીસ આપી. ચકોપીને બધી રીતે સંતોષ્યો.

***



# ક્રોધી ચેલો

ચીના લોકોમાં એક મહાત્મા થઈ ગયા. આપણા લોકોમાં જેમ કૃષ્ણ ભગવાન કે મહાત્મા ગાંધીજી થયા તેમ એમનામાં સેંકડો વર્ષ ઉપર કનફ્યુશિયસ નામના મહાત્મા થઈ ગયા.

કનફ્યુશિયસને કાને એક વાર વાત આવી કે એમના બે ચેલા લડતા હતા. એ બે પૈકી એક સરળ સ્વભાવનો ને સીધી લીટીનો માણસ હતો. લોકો એને ભલો કહેતા. બીજો ચેલો બહુ બુદ્ધિવાળો અને દયાળુ હતો, પણ એનામાં એક મોટું અપલક્ષણ હતું. એ બહુજ ક્રોધી ને ઉછાંછળો હતો. એક વાર એનો મિજાજ ગયો કે પછી થઇ રહ્યું. કોઇનું કશું માને નહિ, ને ન કરવાનું કરી બેસે.

એક વાર એવા જ ગુસ્સામાં ને ગુસ્સામાં એ એટલો બધો તપી ગયો કે એના મ્હોંમાંથી લોહીની ઉલટી થવા લાગી. એને બહુ બીક લાગી. એ ગયો કનફ્યુશિયસ પાસે.

'મહારાજ! મારા શરીરને શું થયું છે? મારૂં શું થશે? મને લોહીની ઉલટી કેમ થઇ?' એણે પૂછ્યું.

એ ચેલાનું નામ હતું ઝે-લૂ. એને કનફ્યુશિયસ કહેવા લાગ્યા: 'ઝે-લૂ, તારા શરીર વિષે તારી ધારણા ખોટી છે. તને લોહી પડે છે એનું કારણ તને ભણતરનો કે કામનો બોજો વધારે પડે છે એ નથી, પણ તારો ક્રોધ તારી દુર્દશાનું કારણ છે. ક્રોધ બહુ બુરી ચીજ છે. એ માણસજાતનો મહાન્ શત્રુ છે.

'એ બાબત હું તને એક દાખલો આપું. થોડા વખત ઉપર તારે નાં-વુઇ (કનફ્યુશિયસનો બીજો ચેલો) સાથે તકરાર થઇ. એ તો થોડી વારમાં તકરારની વાત પણ ભૂલી ગયો. એ સ્વભાવે શાંત છે, એટલે લડયો છતાં થોડી જ વારમાં પાછો આનંદી અને ખુશમિજાજી બની ગયો; પણ તારો ગુસ્સો શમ્યો નહિ. તારા ગુસ્સાનું ઝેર તારા આખા શરીરમાં વ્યાપી ગયું. એમ કરીશ તો તું લાંબુ આયુષ્ય ભોગવી શકીશ નહિ. આપણે ત્યાં એક હજાર વિદ્યાર્થીઓ છે. જો દરેક જણ તને અકેકી વખત ચીડવે તો પણ વરસમાં એક હજાર વાર તારો મિજાજ જાય. જો તું મગજ પર કાબુ રાખી શાંત થતાં નહિ શીખે તો તારે કમોતે મરવું પડશે. બીજો ઈલાજ નથી. જો, હું તને થોડાક સવાલ પૂછું: કહે તારે કેટલા દાંત છે?'

ઝે-લૂ કહે: 'ગુરૂદેવ, મારે ૩૨ દાંત છે.'

'તારે જીભ કેટલી છે ?'

'એક જ.'

'પહેલાં તારા કેટલા દાંત પડી ગયા હતા ?'

'હું નવ વરસનો હતો ત્યારે મારો એક દાંત પડી ગયો હતો. બીજા ચાર થોડાં વરસ રહીને પડી ગયા હતા.'

'તારી જીભનું કેમ ? તે બરાબર છે ને ?'

'હા, ગુરુજી. જીભ તો બરાબર કામ આપે છે.'

'તું પેલા બુઢ્ઢા મુન-ગુનને ઓળખે છે ?'

'હા જી. સારી રીતે.'

'એ તારી ઉંમરનો હશે ત્યારે એને કેટલા દાંત હશે ?'

'તેની તો ખબર નથી.'

'ત્યારે હાલ એને કેટલા દાંત છે ?'

'બે દાંત છે.'

'એની જીભ ?'

'જીભ તો મજાની કામ આપે છે.'

'ત્યારે એ વાત પરથી તું શિખામણ લે. દાંત જબરા હતા. એમને બધું પોતાનું ધાર્યું કરવું હતું. એ સખત હતા. એમનામાં નરમાશ હતી જ નહિ. એ જબરા હતા એટલે એમણે ઘણી વાર જીભને ઈજા પણ કરી હશે. છતાં જીભ નરમ છે. એણે કદી દાંતને ઈજા કરી નથી. એમ છતાં એ જબરા દાંતનો નાશ થયો, ને નરમ સ્વભાવની જીભ છેલ્લી ઘડી સુધી આપણી સેવા બજાવે છે. જીભ કદી દાંત સાથે તકરાર કરતી નથી. એમને કદી ઇજા કરતી નથી. ઉલટી તેમને ખોરાક ગળવામાં મદદ કરે છે. દાંત

મજબૂત છતાં જીભ વગર કશા કામના નથી. દાંત વગર પણ જીભ તો કામની છે જ. દાંત મજબૂત હતા ને નરમ નહોતા માટે એમનો વહેલો પાર આવ્યો.

'માણસ જાતનું પણ એમ જ સમજવું. જે બળવાન બની બધાની સામે બાથ ભીડવા ધાય છે એનો વહેલો નાશ થાય છે. મન ઉપર કાબુ રાખી જો તું પણ નરમ ને સહન-શીલ બનતાં નહિ શીખે તો, પ્રિય ઝે-લૂ, તારી પણ એ જ દશા થશે. જે નમ્યો તે પ્રભુને ગમ્યો. માટે જા, હવે પછી ક્રોધ કરીશ નહિ.'

*
**

# સત્યાગ્રહી

રાજાજી ઘરડી ઉંમરના થયા હતા એટલે મરી ગયા હતા. એમનો પાટવી કુંવર રાજદરબારી પોશાકમાં ભારે દમામથી આમતેમ આંટા મારતો હતો.

પાટવી કુંવરનામાં અપલક્ષણ ને અવગુણના ભંડાર ભર્યા હતા. એ નાગ જેવો ડશીલો હતો. અભિમાન તો જાણે એના જ બાપનું! નીતિ, ન્યાય, ધર્મ, નમનતા, એનાં તો એને સ્વપ્નાં જ ક્યાંથી આવે? નર્કનો કીડો જેમ ગંદી ચીજોમાં ખદબદે, એમ કૂડકપટ ને પ્રપંચમાં એની જીંદગી વીતી હતી.

એને એક નાનો ભાઈ હતો. એ જેવો દુષ્ટ ને હલકટ હતો તેથી તદ્દન અવળો એ નાનો ભાઈ હતો. નમનતાઈ, સદ્ગુણ ને વિવેકનો એનામાં વાસો હતો. કોઈનું બુરૂં કરવાની એ કદી ઈચ્છા નહોતો કરતો. એના આવા સદ્ગુણોને લીધે આખો દેશ નાના ભાઈને બહુ જ ચહાતો હતો. મોટો ભાઈ રાજા બન્યો ખરો, પણ પ્રજાનો પૂરેપૂરો પ્રેમ તો નાના ભાઈ ઉપર જ હતો.

મોટા ભાઈને નાના ભાઈની લોકપ્રિયતા આંખના કણાની જેમ સાલતી હતી. આખરે નાના ભાઈની લોકપ્રિયતા એનાથી

સહન ન થઈ શકી. એણે નાના ભાઇને એક ઘોડો આપ્યો, ત્રણસો સોનામહોરો આપી, અને તાબડતોબ મહેલ છોડીને ચાલ્યા જવાનો હુકમ કર્યો!

નાનો ભાઈ હુકમને તાબે થયો. એક નાના સરખા મકાનમાં જઇને રહ્યો.

એક વાર રસ્તામાં રાજાને નાનો ભાઈ મળ્યો.

રાજા તડુકીને બોલ્યો: 'કેમ અલ્યા? તું બહુ બડબડ કરે છે? હું અન્યાયી છું એમ બધે કહેતો ફરે છે, ખરૂં?'

'ના, મોટા ભાઈ,' નાનો ભાઈ બોલ્યો, 'મેં કદી કોઇને મ્હોંએ તમે અન્યાયી છો એમ કહ્યું જ નથી.'

'તું કહે તો પણ અહીં કયું ખાસડું એની દરકાર કરે છે? દુનિયામાં ધર્મીને ઘેર ધાડ હોય છે ને અન્યાયીને જ ઘી કેળાં હોય છે. અન્યાય અને કાળાં ધોળાં કર્યા સિવાય સત્તા ને સોનું કોણ મેળવી શકે છે?' રાજા બબડયો.

'રાજાજી! માફ કરજો. હું સરત મારવા તૈયાર છું કે જગતમાં છેવટે તો અન્યાયનો ક્ષય થાય છે. સત્યનો જ જય થાય છે. ન્યાય જીતે છે.' નાનો ભાઈ જુસ્સાથી બોલ્યો.

'તારી ત્રણસેં સોનામહોર હોડમાં મૂક જોઇએ?'

'કબૂલ છે.'

'ચાલ આપણે કોઇને પૂછી જોઇએ.' રાજા બોલ્યો.

બંને જણા નીકળ્યા. ભૂંડાં કામોનો કરનાર સેતાન પાપી રાજાને મદદ કરવા એક આબરૂદાર માણસનો વેશ લઈ સામો આવ્યો.

બંનેએ એને પૂછ્યું: 'ન્યાય ચડે કે અન્યાય?'

'અન્યાય!' સેતાને જવાબ દીધો.

'થયું? હાર્યો? હવે કબૂલ કર કે દુનિયામાં અન્યાયના પાસા જ પોબાર પડે છે.' રાજા કરડાકીમાં બોલ્યો.

નાનો ભાઈ ભીખારી બની ગયો છતાં એની શ્રદ્ધાને પાપિયો રાજા જરાય ન ડગાવી શક્યો. હજુ પણ એવા જ જુસ્સાથી એણે જવાબ દીધો: 'સત્યનો જ જય છે. ન્યાય એ જ સત્ય છે. અન્યાયનો જય છેવટે તો થશે જ નહિ.'

'હવે તું હોડમાં શું મૂકે છે?' રાજા બોલ્યો.

'મારો ઘોડો.'

'કબૂલ છે. ચાલ, કોઈને પૂછીએ.'

સેતાન એ અભિમાની રાજાને મદદ કરવા તૈયાર જ હતો. એણે એક બીજા આબરૂદાર માણસનું રૂપ લીધું ને સામો મળ્યો.

રાજાએ ફરીથી એને એનો એ સવાલ પૂછ્યો.

'અન્યાય વગર દુનિયા ચાલે જ નહિ!' સેતાને જવાબ દીધો.

રાજાએ ભીખારી બનેલા ભાઈનો ઘોડો પણ ખુંચવી લીધો.

તો પણ નાનો ભાઈ પોતાનો સિદ્ધાંત ન છોડે.

રાજાએ એની તરવાર હોડમાં મૂકાવી. સેતાન ત્રીજી વાર ત્રીજા વેશમાં મળ્યો ને રાજાની હાએ હા ભણી. નાના ભાઈની તરવાર પણ રાજાએ ઝૂંટવી લીધી.

રાજા મલકાઈને બોલ્યો: 'કેમ સત્યાગ્રહી વીર! હવે તો ખાતરી થઈ ને કે ન્યાય કરતાં અન્યાય ચડે?'

'કદી એમ થાય જ નહિ.' નાનો ભાઈ એટલા જ જુસ્સાથી કહેવા લાગ્યો.

રાજાને દુષ્ટ વિચાર આવ્યો.

નાના ભાઇને એ કહેવા લાગ્યો: 'ન્યાયના પૂંછડા! તારી આંખો હોડમાં મૂક, ને ચાલ આપણે એનો ફરી નિકાલ કરાવીએ!'

નાના ભાઇએ એ પણ કબૂલ કર્યું.

સેતાન રાજાની મદદમાં હાજર જ હતો. બિચારો નાનો ભાઈ હાર્યો. નિર્દય રાજાએ એ ભલા ભાઇની બંને આંખો પોતાના હાથે જ ફોડી નાખી! આંખોમાંથી લોહીના રેલા ચાલ્યા. ભયંકર વેદનાથી નાના ભાઈનું આખું અંગ ધ્રુજી ઉઠયું.

છતાં એણે મોટા ભાઇને જરાએ ઠપકો ન દીધો. માત્ર જંગલમાં ઝરાને કાંઠે એક મોટું પાઈનનું ઝાડ હતું તેની તળે પોતાને દોરી જવાની વિનંતિ કરી.

રાજા નાના ભાઇને દોરીને ત્યાં મૂકી આવ્યો. પોતાના ઘોડા પર બેસી ત્યાંથી વિદાય થયો.

સાંજ પડી ગઈ. રાત થઇ. બિચારો નાનો ભાઈ ભૂખ ને તરસથી રીબાતો, આંખની ભયાનક વેદનાથી તોબા તોબા પોકારતો ઝરા નજીકના ઝાડ તળે પડી રહ્યો.

મધરાતની વેળા થઈ. ચંદ્ર સોળે કળાથી પ્રકાશી નીકળ્યો. ઝરાના પાણીમાં છબછબ અવાજ થતો સંભળાયો. થોડી વાર માં તો કોયલના ટહુકાને પણ ભૂલાવે એવા રૂપાની નાજુક

ઘંટડી સરખા મીઠા અવાજે પાણીમાં ગાનતાનના અવાજો સંભળાયા.

સ્વર્ગની દેવકન્યાઓ એ રમણીય જગ્યામાં રૂપેરી ચાંદનીમાં એકાંત હોવાથી નહાવા આવતી હતી. આજ પણ એ મુજબ આવી હતી.

ખૂબ વાર પાણીમાં રમતગમત કર્યાં પછી એમણે સ્વર્ગની, પૃથ્વીની, ને જાતજાતની વાતો કરવા માંડી.

એક દેવકન્યા બોલી: ' અલિ ! સાંભળ્યું કે ? નજીકના મુલકના રાજા મોમશીલોની એકની એક રાજકન્યાને કોઢ નીકળ્યા છે. કોઢ તે કાંઈ કોઢ ! આખા શરીર ઉપર બધું દરદ ફરી વળ્યું છે. એની કંચનવરણી કાયા જોતાં જ ચીતરી ચડે એવી કુબડી બની ગઈ છે.'

બીજી દેવકન્યાએ ટાપશી પૂરી: ' બહેન ! વાત ખરી છે. આ મૃત્યુ લોકના માનવીઓને આપણા ભેદની કયાં ખબર છે ? આ ઝરાના પાણીવતી જે નહાય તેનાં બધી જાતનાં દુઃખ દરદનો નાશ થાય એમ છે. પણ એ લોકોને એની ખબર જ કયાં છે ? એ તો જેના નસીબમાં જે દુઃખ ભોગવવાનું લખ્યું હોય તે તેણે ભોગવ્યે જ છૂટકો.'

ત્રીજી દેવકન્યા બોલી: 'અલિઓ ! તમે જરા ધીમેથી બોલો. કોઈ સાંભળી જશે તો પંચાત થશે.'

' અહીં કોણ સાંભળવા આવવાનું છે ? ' ચોથી બોલી.

ખરી વાત એમ નહોતી. દેવકન્યાઓની બધી વાત ઝાડને ઓથે સંતાઇને પેલા નાના ભાઇએ સાંભળી હતી.

મળસ્કાની વેળા થઈ. દેવકન્યાઓ આકાશમાં જતી રહી. બરાબર તડકો નીકળ્યો ત્યારે નાનો ભાઈ ઉઠ્યો. રાતનો બનાવ સાચો હતો કે સ્વપ્નું હતું તે નક્કી કરવા તેણે ઠરાવ કર્યો. પડતો આખડતો ઝરાના પાણી આગળ ગયો. અંદર પડીને ડુબકી મારી.

માથું બહાર કાઢયું તો અજાયબીથી એ તો દિઙ્મૂઢ બની ગયો. એની આંખોની બધી વેદના નાશ પામી હતી. આગળ કરતાં પણ વધારે સારી રીતે એ બધું જોઇ શકતો હતો. સાચેસાચ, ઝરાના પાણીમાં ભારે કરામત હતી એમાં તો શંકા નહિ.

નાનો ભાઇ પરોપકારી હતો. એણે વિચાર કર્યો: બિચારા મોમશીલોની રાજકન્યાનો કોઢ પણ મારે મટાડવા જોઇએ.

એ તો ત્યાંથી મોમશીલોના રાજ્યમાં ગયો. રાજાને મળ્યો. રાજકન્યાના કોઢ મટાડવા માગણી કરી.

રાજાએ બધી દવાઓ અજમાવી જોઈ હતી. કોઢનું દરદ એવું બૂરૂં હોય છે કે એક વાર થયા પછી એ કદી મટતું જ નથી. એને મટાડવાનાં હવાતિયાં મારનાર દરદીની ચામડી દવાઓ લગાડતાં વધારે ને વધારે બેડોળ ને ચીતરી ચડે એવી કાબરચીતરી બનતી જાય છે.

આ કારણથી રાજાને હવે નવી દવા કરવાની ઈચ્છા નહોતી. પણ આ નાનો ભાઇ રાજાનો કુંવર છે એટલે એક વાર અજમાયશ કરી જોવા નક્કી કર્યું, ને હા પાડી.

નાના ભાઇએ માણસોને સાથે લઈ ઘડેઘડા ભરીને પેલા ઝરાનું પાણી મગાવ્યું. રાજકન્યાને ત્રણ વખત એ પાણી-વતી ન્હવડાવી.

કુંવરીના કોઢ અજબ રીતે અદૃશ્ય થઇ ગયા. ચંપાના ફૂલ જેવી એની કાયા પહેલા કરતાં પણ વધુ ખૂબસૂરતીથી ઝળહળી ઉઠી. કુંવરી અને રાજાના આનંદની વાત કરવાની ન રહી.

'બેટા ! આ ભલા રાજકુમારને આપણે શું આપીશું ?' રાજાએ કુંવરીને પૂછ્યું.

'બાપુ !' શરમાતી શરમાતી કુંવરી બોલી, 'એમણે મને નવી જીંદગી આપી માટે મને જ એમને આપી દો !'

'કબૂલ છે, મારી દીકરી !' રાજા બોલ્યો.

રાજાએ ભારે ધામધૂમથી કુંવરીને એની સાથે પરણાવી. પોતાનું અર્ધું રાજ્ય પણ એ પરોપકારી રાજકુમારને આપ્યું.

* * *

પેલા જૂલમગાર રાજાનું શું થયું તે હવે આપણે જોઇએ. એણે જ્યારે જાણ્યું કે નાનો ભાઈ તો આંધળો મટીને હતો એવો થયો, ને વધારામાં એને રાજગાદી પણ મળી ત્યારે તો એ બળીને ખાખ થઈ જવા લાગ્યો. કપટી ને જૂલમગાર માણસો હમેશાં સામાના સુખે બળી જાય છે.

એણે વિચાર કર્યો કે એણે ઝરાનું પાણી મંગાવ્યું હતું માટે એ ઝરાના પાણીમાં જ કાંઇ કરામત હોવી જોઇએ. રાત્રે એને કાંઈ ભાળ મળી હોવી જોઇએ. માટે હું પણ ત્યાં જઈને તપાસ કાઢું.

એ તો રાત્રે પેલા ઝરા આગળ ગયો. એક ઝાડ તળે સંતાઈ ગયો.

મધરાતની વેળા થઈ અને જળમાં દેવકન્યાઓનાં છબછબીયાં સંભળાવા લાગ્યાં.

એક દેવકન્યા બોલી: 'બહેન, તેં સાંભળ્યું? પેલી કોઢીયણ રાજકન્યાને કોઈ માણસે સાજી કરી. આ ઝરાની ખૂબીની આપણે વાત કરેલી તે નક્કી કોઈ સાંભળી ગયું હશે.'

બીજી બોલી: 'મેં તે દહાડે જ તમને વારી નહોતી? હવે બધાં દુ:ખી દરદી આ પાણીના ઝરામાં નહાવા આવશે ને આપણી બધી મજા જતી રહેશે.'

ત્રીજી કહે: 'પણ એવો કયો કાળા માથાનો માનવી અહીં આવ્યો હશે?'

રાજાનો લોભ માયો નહિ. દેવકન્યાઓની વાત બરાબર સાંભળવાના ઈરાદાથી તે ઝાડને ઓથેથી ઘાસની ઓથે સંતાતો સંતાતો આગળ આવવા લાગ્યો.

એટલામાં એક દેવકન્યાએ એને જોઈ લીધો. એણે ચીસ પાડી. બધી દેવકન્યાઓ એકઠી થઈ ગઈ.

'આ જ આપણો ચોર છે! આ જ બધી વાત છૂપાઈને સાંભળી ગયો લાગે છે. પારકી પંચાતમાં માથું મારવાનું ફળ એને મળવું જ જોઈએ.'

બધી દેવકન્યાઓએ રાજાને જોરથી પકડયો ને પાણીમાં ડુબાડી દીધો. એના પ્રાણ નીકળી ગયા ત્યાંસુધી એને અંદર દાબી રાખ્યો. પછી ઝરાની બહાર એના શબને ફેંકી દીધું.

અસત્ય અને અન્યાયની જીત થતી દેખાય તો પણ છેવટ તો સત્યનો જ જય થાય છે. અન્યાયનો પાસો અવળો જ પડે છે, એ વાતની સાક્ષી પૂરતા અન્યાયી રાજાના મડદાને કાગડા કુતરા ને ગીધડાંઓએ ફોલી ખાધું.

*
*

---

* યૂરોપની એક દંતકથા.



આ જ આપણો ચોર છે! આ જ બધી વાત...સાંભળી ગયો લાગે છે. —પાન ૯૨

# ચંદન મલયાગીરી

ચંદન રાજા છે. મલયાગીરી રાણી છે. એમને બે પુત્રો છે. સૂરજ ને ચાંદાની જોડજેવા. મોટાનું નામ સાયર. નાનાનું નામ નીર. ચંદન રાજા ચંદનાવતી નગરીનો રાજા છે.

મધરાતની વેળા છે. જળસ્થળ, બધે સુનકારો છવાઈ ગયો છે. કાળી મેઘલી રાત છે. છત્રપલંગમાં રાણી મલયાગીરી નિરાંતને જીવે પોઢી છે. બાજુના પલંગ પર બે કુંવરો સુતા છે.

રાજા ચંદન હીંડોળાખાટ પર બેઠો બેઠો કાંઈક વિચાર કરે છે. કીચડૂક કીચડૂક હીંડોળો બોલે છે. રાજાના કપાળ પર ચિંતાની કરચલી પડી છે.

એને શી ચિંતા હશે ? રાજ છે, પાટ છે. રૂપાળી રાણી છે. કોઈ પણ માબાપને હરખ ઉપજાવે એવા બબ્બે કુંવરો છે. દાસદાસીઓ ખડે પગે તહેનાતમાં હાજર છે. પડયો બોલ ઝીલવા સદા તૈયાર રહે છે. પાણી માગતાં દૂધ ધરે છે. એને આજ શી ચિંતા છે ? એને ઉંઘ કેમ નથી આવતી ?

છેલ્લા થોડાક દિવસથી દરરોજ રાતનો પહેલો પહોર પૂરો થાય છે ને કાંઇક ગેબી અવાજ સંભળાય છે.

'પડું ? પડું ? પડું ?' રાજા ચમકે છે. બધે તપાસ કરે છે. કાંઈ જણાતું નથી. રાજાને એ ગેબી શબ્દોની ચિંતા લાગી છે. એની ઉંઘ ને આરામ એ ગેબી અવાજે છીનવી લીધાં છે.

આજ પણ એ જ ગેબી અવાજ. એ જ શબ્દોઃ પડું ? પડું ? પડું ?

રાજા ખૂબ કંટાળ્યો હતો. એ રોજનો ત્રાસ શો ? એ તો ચીડાઇને બોલ્યોઃ 'હવે પડ પડ તો સદાવડી! રોજ પડું પડું કરે છે ત્યારે પડ ! જા!'

કોણ જાણે કયાંથી કાંઈક ભયંકર હસવાનો ગેબી અવાજ સંભળાયો. બધું શાંત થઈ ગયું.

રાજા પોતાની પથારીમાં સૂતો સૂતો પાસાં ઘસવા લાગ્યો.

[૨]

બીજે દિવસે બપોરે દરબાર ભરાયો છે. નાચરંગ ચાલી રહ્યાં છે.

મારતે ઘોડે એક સ્વાર આવી પહોંચ્યો.

'રાજાજી! રાજાજી! લશ્કર ઝડપથી તૈયાર કરો. નજીકનો રાજા મોટું લશ્કર લઈ ગામો બાળતો ને લોકોને રંજાડતો આપણી ઉપર ચડી આવે છે.'

રાજા ચમકયો. રાતની વાત ખરી પડતી જણાઈ. આફત પડવાની શરૂઆત થઇ ગઇ એમ લાગ્યું.

એણે હિંમતભેર લશ્કર એકઠું કર્યું. રાણીવાસમાંથી રાણીની વિદાય લઈ લશ્કરને મોખરે આગળ ધપ્યો. દુશ્મન રાજા સાથે ખૂનખાર લડાઇ થઇ.

પણ આજે ચંદન રાજાનો દહાડો રૂઠયો હતો. એનું નસીબ એના પર કોપ્યું હતું. એની બહાદુરી અને શૂરાતન આજ કાંઈ કામ ન લાગ્યું. એનું લશ્કર પાછું હઠી ગયું. રાજાને છૂપે વેશે નાસી જવું પડયું.

ચંદનાવતી નગરીમાં મારતે ઘોડે આવી રાજા રાણી-વાસમાં ગયો. રાણી મલયાગીરી અને બે કુંવરો સાયર ને નીરને લઇ છૂપે વેશે નાસી છૂટયો. વહાલી ચંદનાવતી નગરીને આંસુથી છલકાતી આંખે પ્રણામ કરી બધાં ચાલી નીકળ્યાં.

દુશ્મન રાજાએ ચંદનાવતી કબજે કર્યું. ચંદનાવતીમાં પોતાની આણ વર્તાવી.

[ ૩ ]

વરસાદના દહાડા. જંગલના વિકટ રસ્તા. મદમાતી હાથણી જેવી કિનારાની ટોચે અડકતી છલકાતી નદીઓ. જંગલનાં ફાડી ખાનારાં પશુઓ. એ બધી આફતોની સામે ટક્કર ઝીલતો ઝીલતો રાજા, રાણી તથા બાળકોને લઇને માર્ગ કાપી રહ્યો છે.

એક દિવસ ફરતાં ફરતાં એક મોટા શહેરની નજીક આવી પહોંચ્યા. બહાર સુંદર બગીચો હતો. રાણી થાકથી નખાઇ ગઈ હતી. ત્યાં જ ઢગલો થઇને પડી. રાજા એની સારવાર કરવા રોકાયો.

કુંવરો કહે: 'બાપુ! ભૂખે પ્રાણ જાય છે.'

રાજાની આંખ ભીંજાઈ ગઈ. આ સુકુમાર બાળકો, જેનો પડયો બોલ ઝીલવા રોજ સેંકડો દાસદાસીઓ હાજર હતાં એને આજ બટકું રોટલો કરડવાનાં ઠેકાણાં નથી ! રે નસીબ !

રાજા મન કઠણ કરી બોલ્યોઃ 'બેટા સાયર, તું નીરને લઈ આ બગીચામાં જા. જમીન ઉપર પડેલાં હોય તે ફળો લઈને ખાજો. ઝાડપરનાં ફળને અડકશો નહિ. જલદી પાછા આવજો.'

રાજાને પ્રણામ કરી સાયર ને નીર બગીચામાં ગયા. એક મોટા ઝાડની છાયા તળે બેસી આજુબાજુ પડેલાં ફળ વીણી લાવી ખાવા લાગ્યા.

બરાબર એ જ અરસામાં એ નગરનો રાજા ફરતો ફરતો બગીચામાં આવી લાગ્યો. કુંવરો એને જોઇ જરા સંકોચાયા. રાજાની આંખ બંને કુમારો પર ઠરી રહી. ગમે તેમ પણ રાજબીજ. એમનું તેજ શી રીતે છૂપું રહે ?

રાજા એમની પાસે ગયો. એમને પૂછ્યુંઃ 'કુમારો ! ગભરાશો નહિ. ચાલો મારા મહેલમાં. મારે તમારી જ ઉંમરનો એક નાનો કુંવર છે. એની સાથે ખાજો પીજો ને મજા કરજો.'

સાયર વિનયથી કહેવા લાગ્યોઃ 'રાજાજી ! અમે એકલા નથી. અમારાં માબાપ બહાર બેઠાં છે. મારા પિતાજીનું નામ ચંદન રાજા. ચંદનાવતી નગરીના એ મહારાજા. દુશ્મન રાજાએ ઓચીંતો હુમલો કર્યો તેમાં અમે હાર્યા ને વખાના માર્યા નાસી આવેલાં છીએ.'

રાજા તો સાંભળીને છક્ક થઇ ગયો. ચંદનરાજા એનો દૂરનો સગો થતો હતો. વળી એનો મિત્ર પણ હતો. એ તો બંને કુંવરોને લઈ ચંદન મલયાગીરીની પાસે ગયો. બંને મિત્રો હેતથી એકબીજાને ભેટયા. ચંદનરાજાને એ નગરીનો રાજા માનભેર પોતાના નગરમાં લઇ ગયો. ચંદન મલયાગીરી માટે જૂદો મહેલ રહેવા કાઢી આપ્યો. એમને માનપાનથી રાખ્યાં.

એ રાજાનો નાનો કુંવર તો સાયર ને નીર સાથે એવો હળી ગયો કે ઘડી પણ એમનાથી વિછૂટો ન પડે. આખો દહાડો ને રાત સાયર ને નીરની સંગાથમાં જ રહે.

ચંદનરાજા તો પાછો જંપીને બેઠો, એ કોણ જાણે કેમ, એના નસીબને ન રૂચ્યું. એમના ઉપર એક નવી આફત આવી પડી.

એક વેળા સાયર ને નીર ઓચીંતા રમતા હતા ત્યાં એ રાજાનો કુંવર લપસી પડયો, ને બેભાન થઈ ગયો. ન બોલે કે ચાલે. બહુ બહુ ઉપાય કર્યા પણ કશો ય પત્તો ખાધો નહિ.

રાજા આવી પહોંચ્યો. રાજવૈદ્યોએ દોડધામ કરી મૂકી. કશાથી કુંવરને આરામ થયો નહિ. બધાને એમ જ લાગ્યું કે કુંવર મરી ગયો.

રાજાના સલાહકારો દુષ્ટ હતા. ચંદનરાજાનાં માનપાન એમનાથી જોવાતાં નહોતાં. એમને આ સારી તક મળી ગઇ. એમણે રાજાને ઉશ્કેર્યો. એને એવી ભંભેરણી કરી કે ચંદન

રાજાએ જાણી જોઇને તારા કુંવરને મારી નાખ્યો છે. લાગ મળતાં તારો પણ ઘાટ ઘડશે, ને પોતે અહીંનો રાજા બની બેસશે !

રાજાઓને કાન હોય છે પણ સાન હોતી નથી. રાજા વાજાં ને વાંદરાંની સરખામણી કાંઈ અમથી કરવામાં નથી આવી. રાજાએ ક્રોધમાં આવી ચંદનરાજાને કડવાં વેણ કહ્યાં. ચંદનરાજા પોતાની રાણી ને બાળકોને લઇ ચાલી નીકળ્યો.

એમના ગયા પછી થોડીક જ વારમાં રાજાનો કુંવર આળસ મરડીને બેઠો થયો. સાયર ને નીર ક્યાં ગયા એ પૂછયું.

રાજા બહુ પસ્તાયો. ચંદનરાજાને પાછો તેડી લાવવા સ્વારો દોડાવ્યા. પણ એ તો કોણ જાણે કયે રસ્તે ક્યાંનો ક્યાં નીકળી ગયો હતો.

[ ૪ ]

રખડતો રઝળતો ચંદનરાજા પોતાની રાણી ને બાળકોને લઈ સંધ્યાકાળની વેળાએ એક નદી આગળ આવી પહોંચ્યો. ચોમાસાના દહાડા હતા. નદી બે કાંઠે વહેતી હતી. સામી પાર ગયા વગર છૂટકો નહોતો, કારણ આજુબાજુ હિંસક પશુઓની દહેશત હતી. કુંવરોને તરતાં આવડતું નહોતું. આવડે તો ય આવી ઉછાળા મારતી નદીના વહેણમાં ભલભલા તારા હામ હારી જાય ત્યાં આ બે છોકરાઓનું શું ગજું ?

રાજાએ કછોટો માર્યો. રાણીને કહે: 'રાણીજી! તમે અહીં બેસો. પહેલાં સાયર અને નીરને સામી પાર મૂકી આવું. પછી આવીને તમને લઇ જાઉં છું.'

રાજાએ નદીના વહેણુમાં પડતું મૂકયું. એક બાજુ સાયર ને બીજી બાજુ નીરને લઇ રાજા મહા મુશિબતે પાણીના પ્રચંડ વહેણુમાં માર્ગ કાપતો કાપતો સામે કિનારે જઇ ચડયો. સાયર ને નીરને ત્યાં મૂકયા. રાજા રાણીને લેવા પાછો ફર્યો.

અર્ધેક આવી લાગ્યો હશે ત્યાં તો નદીમાં એક મોટો મગરમચ્છ મ્હોં ફાડીને તરતો હતો એણે રાજાને પકડી લીધો! સીધો રાજાને ગળી જ ગયો!

રાત વધવા લાગી. જંગલી પશુઓની કારમી કીકીયારીઓ સંભળાવા લાગી. રાણીનું હૈયું દુઃખથી ફાટું ફાટું થઇ રહ્યું હતું. રાજા કોણ જાણે કયાં ગયો? બંને કુંવરો પણ કયાં ગયા? અંધારી કાળી રાત, ને વહેતાં પાણી. રાણી શી રીતે જાણી શકે કે કુંવરો સામી પાર છે ને રાજા મગરમચ્છના પેટમાં છે? એણે તો માન્યું કે નદીના વહેણુમાં રાજા ને કુંવરો ઘસડાઇ ગયા હશે.

રાણી છૂટે મ્હોંએ વિલાપ કરવા લાગી. એની હિંમતનો છેડો આવ્યો. બેભાન થઇ ત્યાં જ ઢળી પડી.

એ અરસામાં લાખો નામનો જાણીતો વણઝારો ત્યાં થઇને જતો હતો. નજીકમાં કોઇક ઠેકાણે એનો પડાવ હતો. જરૂરી કામે નીકળ્યો હતો, ને પાછો ફરતાં રાત પડી ગઇ હતી.

એનાં માણુસોને મશાલના અજવાળામાં નદી કિનારે એક સુકુમાર સ્ત્રી બેભાન બનેલી દેખાઈ. લાખો ત્યાં ગયો. રાણીને પાણી છાંટી એની આગતાસ્વાગતા કરી. રાણી શુદ્ધિમાં આવી.

પોતાની પાસે અજાણ્યાં માણુસો જોઇ રાણી ગભરાઈ ગઇ. થરથર કંપવા લાગી,

લાખો હાથ જોડીને કહેવા લાગ્યો: ‘માતા! મારા તરફથી જરા ય ગભરાશો નહિ. તમારો ચહેરો જ કહી આપે છે કે તમે કોઈ ખાનદાન બાઈ છો. વખાનાં માર્યા આ દશાને પામ્યાં છો એ સમજી શકાય છે. તમે જરા ય મુંઝાશો નહિ. તમે કહો ત્યાં તમને મૂકી આવું. અહીં જંગલી પશુઓનો ભય છે.’

રાણીની આંખમાંથી આંસુ વરસવા લાગ્યાં. બિચારી ક્યાં જાય? પોતાના મનની વેદના કોને કહે?

આખરે તે બોલી: ‘ભાઇ! હાલ તો આ દુનિયામાં મારૂં કોઈ નથી. મારે ઉભા રહેવાનું કાંઇએ ઠેકાણું નથી. તમે મને ક્યાં મૂકી આવશો?’

‘મા! જરા ય મુંઝાશો નહિ.’ લાખો બોલ્યો, ‘ચાલો મારી સાથે. તમ જેવાં ભાગ્યશાળીનાં પગલાં મારે ત્યાં ક્યાંથી? મારૂં નામ લાખો વણઝારો. મારે ત્યાં ભગવાનની દયા છે. તમે ફાવે ત્યાં લગી મારે ત્યાં રહેજો. તમને ઉની આંચ નહિ આવવા દઉં.’

રાણી બિચારી શું કરે? એ લાખા વણઝારાની સાથે એના મુકામ પર ગઇ.

લાખાએ ભારે માનપાનથી રાણીને રાખી. એને જરા પણ ઓછું ન આવે એવો બંદોબસ્ત કર્યો.

[ ૫ ]

બીજે દિવસે સવારે નદી કાંઠે એક માછીમારે પાણીમાં જાળ નાખી હતી તેમાં એને બહુ ભાર લાગ્યો. જાળ એને ખેંચી જાય એમ લાગ્યું. એણે પોતાના ભાઇબંધોને બોલાવ્યા. દશ પંદર જણાએ ભેગા મળી જાળને જોર કરીને ખેંચી. જાળ કિનારે આવી ત્યારે અંદર મોટો મગરમચ્છ! માછીમારો તો રાજીરાજી થઇ ગયા.

એમણે તો લીધા છરા, ને મંડયા ચીરવા. પેટ ચીરતાં જ અંદર માણસનો આકાર દેખાયો!

પહેલાં તો માછીમારો બ્હીન્યા, પણ પછી પેલા માણસને બહાર કાઢયો. એના પર પાણી છાંટી શુદ્ધિમાં આણવા મહેનત કરી જોઇ.

ચોકખી તાજી હવા, ને ઠંડા પાણીના પ્રતાપે બેભાન માણસે આંખ ઉઘાડી. આજુબાજુ માછીમારોને જોઇ એણે પૂછયું: 'ભાઇઓ! હું કયાં છું?'

માછીમારોએ બધી વાત કરી. ચંદનરાજાએ દુઃખથી નિસાસો નાખ્યો. રે પરમાત્મા! શું દુઃખના દરિયામાં મને ડુબાવ્યો છે!

" કયાં ચંદન, કયાં મલયાગીરી?
' કયાં સાયર કયાં નીર?
' જેમ જેમ પડે વિખૂટડાં,
' ત્યમ ત્યમ સહે શરીર!'

રાજાની દબદબાભરી રીતભાત, અને એના મ્હોં ઉપર સંતાપનાં ચિન્હો જોઈ માછીમારો સમજ્યા કે આ કોઇ મોટો માણુસ છે. અત્યારે વખાનો માર્યો આવી દશાને પામ્યો છે.

એમને દયા આવી. તેઓ રાજાને આગ્રહ કરી પોતાને ઘેર લઈ ગયા. રાજા પણ વખત વિચારી દુ:ખના દહાડા કાઢવા લાગ્યો.

*    *    *

રાણી લાખા વણઝારાને ત્યાં ગઈ છે. ચંદન રાજા માછીમારને ત્યાં દુ:ખી થાય છે. સાયર ને નીર નદી કાંઠે પડી રહ્યા છે. સવાર પડી એટલે માબાપને ન જોતાં તેમણે નિરાશ બની એક દિશાએ ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં બહુ દૂર નીકળી ગયા. નીરને પાણીની તરસ લાગી. એ કરગરીને કહે: ‘ મોટા ભાઇ, હવે તો આંખે અંધારાં આવે છે. ચાલી શકાતું નથી. કયાંકથી થોડું પાણી મળે તો જ આગળ ચલાય એમ છે. ’

સાયરે ભાઇને એક ઝાડને છાંયડે બેસાડયો. પોતે પાણીની શોધમાં નીકળ્યો.

નીર ઝાડ તળે આરામ લેતો હતો ત્યાં એક સાપ તેના અંગપર ધસ્યો. એનાથી બચવા નીરે દોટ મૂકી, પણ કાંઈ ન વળ્યું. સાપ એને ડંખ્યો. નીર બેભાન બની જમીન પર ઢળી પડયો!

સાયર પાણી લઇને પાછો ફર્યો. જુએ છે તો નાનો ભાઇ બેભાન બનીને જમીન પર ઢળી પડયો છે. એના પગ-

માંથી લોહી ઝરે છે. એ સમજી ગયો કે એને સાપ ડંખ્યો છે. નીરનું શરીર તપાસી જોયું. નીર મરી ગયેલો માલમ પડયો.

સાયરનું હૈયું ભરાઇ આવ્યું. ભર જંગલમાં છેવટે નાના ભાઈની આ દશા જોઇ એનું હૈયું વલોવાઇ જતું હતું. પણ હવે તો કાળજું કઠણુ કરી એને દેણુ દીધે જ છૂટકો હતો.

નીરને ત્યાં જ પડતો રાખી સાયર એક બાજુને રસ્તે થઇ આગળ ચાલ્યો. મહા મુશીબતે એક શહેરનો રસ્તો જડયો. ત્યાં જઇ મસાણીની* દુકાન ખોળી કાઢી. પાસે પૈસો ટકો હતો નહિ. માત્ર આંગળીએ એક વીંટી હતી. બિચારો ભૂખ્યોતરસ્યો હતો છતાં ખાવાં પીવાની વાત બાજુએ રાખી મસાણીને ત્યાં વીંટી આપી દેણુ દેવાનો સામાન લઈ પાછો જંગલમાં ચાલ્યો.

સાયર દેણુ દેવાનો સામાન લેવા ગયો હતો તે જ અરસામાં એક ગરૂડ પક્ષી ઉડતું ઉડતું આવી લાગ્યું. નીરના પગે વહેતું લોહી જોઇ એ સમજી ગયો કે એને સાપ કરડયો છે. ગરૂડને અને સાપને તો વેર. ગરૂડ સાપને ખાઇ જાય. ગરૂડે નીરના પગમાંથી ચાંચવતી બધું ઝેરી લોહી ચુસી લીધું ને ત્યાંથી ઉડી ગયો.

ઝેર ચુસાઇ ગયું એટલે નીર તો આળસ મરડીને બેઠો થયો ! એને તો ખરેખરી તરસ લાગેલી. પાણી વગર એનો

---

* મુડદાંને બાળવાનો સામાન—જેવો કે વાંસ, કામડી, સુતળી, કાપડ વગેરે વેચે તેને મસાણી કહે છે.

કંઠ રૂંધાતો હતો. એ તો ત્યાંથી ભાઈની શોધમાં નીકળી પડયો! પણ સાયર એક રસ્તે ગયો હતો ત્યારે એ વળી બીજે જ રસ્તે રવાના થયો!

નીરને બાળવાનો સામાન લઈને સાયર પેલા ઝાડ આગળ આવી પહોંચ્યો. નીરને ત્યાં ન જોઈ એ તો સડક બની ગયો.

'ભલા ભગવાન! નીરનું મડદુ અચાનક કયાં અલોપ થઈ ગયું? આ તે અમારા ઉપર કેવો કોપ?' બિચારો સાયર બબડયો.

છેવટે કોઈ રાની પશુ નીરના શબને ફાડી ખાવા લઈ ગયું હશે એમ ધારી સાયર ઉદાસ જીવે દેણનો સામાન લઈ પાછો પેલા શહેર તરફ ગયો.

આખા દિવસની ધક્કામુક્કીથી એની બિચારાની મુશિબતોનો પાર નહોતો. ભૂખને લીધે આંખે અંધારાં આવતાં હતાં. રજપૂત બચ્ચો. તેમાં ય રાજબીજ! કેમ કરીને કોઈની પાસે ખાવાનું માગે? એણે વિચાર કર્યો કે આ સામાન મસાણીને પાછો આપી એની પાસેથી વીટી લઈ તે વેચીને કાંઈક ખાવાનું લઈને ખાઈશ.

પણ મસાણી તે મસાણી. પાકો વાણીયો. રાજકુંવરને એણે ધૂતકારી કાઢી હડસેલો માર્યો. વેચેલો માલ કદી પાછો લેવાય?

સાયરની આંખમાં ખુન્નસ ભરાયું. એ મસાણીની ખબર લેવાની તૈયારી કરતો હતો ત્યાં એને જોઈ એક રસ્તે જતા માણસને દયા આવી. આ ભોળો જુવાન વાણીયાને મારવા

માંડશે તો નાહક ફસાઈ જશે એ બીકે એ એની પાસે ગયો. સાયરને શાંત પાડયો. એને પોતાને ઘેર લઈ ગયો.

[ ૬ ]

સાયરને પેલા શેઠે પોતાને ઘેર લઈ જઈ માન આબરૂભેર રાખ્યો. સાયરના જીવને જંપ વળ્યો. એ ખાઇપીને મજા કરવા લાગ્યો.

એટલામાં એક નવો જ બનાવ બન્યો. સાયરનું નસીબ ઉઘડી ગયું.

એ દેશના રાજા પાસે એક બળવાન ઘોડો હતો. ઘોડો બહુ તેજ હતો. એ એવો જબરો હતો કે કોઇને પોતાની પીઠ ઉપર બેસવા દેતો નહોતો. પછી એના પર સ્વારી કરી એને દોડાવવાની તો વાત જ ક્યાં ?

રાજાના દેશમાં શુરવીરો ને ઉસ્તાદો ઓછા નહોતા. બધાની મહેનત ફોકટ ગઇ હતી. ઘોડો કોઇને દાદ દેતો નહોતો.

રાજાએ ઢંઢેરો પીટાવ્યો: 'જે કોઈ આ તોફાની ઘોડા ઉપર બેસી શકશે એને મારી પુત્રી પરણાવીશ. પણ તે લોભનો માર્યો ઘોડાપર બેસવા આવશે ને બેસી નહિ શકે તો ગરદન મરાવીશ!'

સાયર રજપૂત બચ્ચો હતો. ઘોડો તો રજપૂતની વહાલામાં વહાલી ચીજ! પાટીદારની ભેંસ ને રજપૂતનો ઘોડો. વાણીયાનાં નાણાં ને બ્રાહ્મણના લાડુ!

સાયરે રાજાને કહેવડાવ્યું: 'હું ઘોડા ઉપર સ્વારી કરવા તૈયાર છું.'

રાજા કહે: 'સ્વારી નહિ થઈ શકે તો શું પરિણામ આવશે એ ખબર છે ને? તું હજુ હમણાં જ જુવાનીમાં પગ મૂકે છે. નાહક જીવથી જઈશ. માટે હિંમત હોય તો જ બહાર પડજે.'

સાયરે હા પાડી.

રાજાએ નગર બહાર મેદાનમાં મોટો મેળાવડો ગોઠવ્યો. પેલા તોફાની ઘોડાને મહા મુશિબતે વચ્ચે લાવીને ઉભો કર્યો. સાયરે લગામ હાથમાં પકડી.

હવે શું થશે એનો વિચાર લોકો કરે એ પહેલાં તો વીજળીના ઝબકારાની જેમ સાયર ઘોડા ઉપર કૂદ્યો ને સ્વાર બની ગયો.

અને પછી તો તબડાક! તબડાક! તબડાક! જાય રે ઘોડો દોડયો.

સાયરે તો ઘોડા ઉપર સ્વારી કરી એટલું જ નહિ પણ ચારે કોરે એને ખૂબ દોડાવ્યો. ઘોડો હાંફી ગયો. ત્રણ ત્રણ વાર સાયર ઘોડા પરથી નીચે કૂદી પડયો ને વળી પાછો સ્વાર થઇને ઘોડાને દોડાવવા લાગ્યો. એની છટા, એનો રૂવાબ, ને એની રાજવંશી ઢબછબ જોઈ લોકો વાહ-વાહના પોકારો કરવા લાગ્યા. રાજા પણ રાજી થયો. તમારા કાનમાં કહી દઉં કે પડદા પાછળ બેઠેલી કુંવરીનું હૈયું પણ હરખથી છલકાતું હતું.

રાજાએ ઘડીયાં લગન લેવડાવ્યાં. ભારે ધામધુમથી પોતાની પુત્રી સાયરને પરણાવી. સાયરના દુ:ખના દહાડા પૂરા થવા આવ્યા હતા એવાં ચિન્હો જણાવા લાગ્યાં.

[ ૭ ]

હવે આપણે નીરનું શું થયું તે જોઇએ. સાપનું ઝેર ઉતર્યા પછી એ વળી બીજી જ દિશામાં જઈ ચડયો. ત્યાં એને અચાનક એક બ્રાહ્મણને ભેટો થઇ ગયો. બ્રાહ્મણને એની દયા આવી ને એને પોતાને ઘેર લઇ ગયો.

બ્રાહ્મણ મહાન્ વૈદ્યરાજ હતો. એને અનેક પ્રકારની દવાઓનું બહુ સારૂં જ્ઞાન હતું. નીર એ વૈદ્યરાજ પાસે ઉત્તમ પ્રકારનું વૈદું શીખ્યો.

પણ એને ત્યાં પડી રહેવું ઠીક ન લાગ્યું. વળી માબાપ ને ભાઇની ભાળ કાઢવા પણ એના જીવને ચટપટી થવા લાગી, એટલે વૈદ્યરાજની રજા લઇ ત્યાંથો ચાલી નીકળ્યો.

જૂદાજૂદા દેશમાં ફરતાં ફરતાં કોઈક સ્થળે અચાનક માબાપ કે ભાઇને ભેટો થઈ જશે એ આશાએ નીર દેશ પરદેશ રખડવા લાગ્યો.

એક વેળા ફરતો ફરતો એક મોટા શહેરમાં આવી ચઢયો. તે દહાડે તહેવાર હતો છતાં શહેરમાં જરા ય ધામધુમ જણાઇ નહિ. એને નવાઈ લાગી. લોકોને એનું કારણ પૂછયું.

કોઈકે જવાબ દીધો: ‘ આ શહેરના રાજાજી કોઢ અને રગતપીતના રોગથી પીડાય છે. કેટકેટલા ઉપાયો અજમાવ્યા, પણ બધા નકામા નિવડયા છે. દાન કર્યાં, પુણ્ય કર્યાં, જોશી ભુવા તેડાવ્યા, દેશદેશાંતરના વૈદો ને હકીમો આવ્યા. રાજાને કશાથી ફેર પડતો નથી. એ કારણથી તો રાજાએ

ઢંઢેરો પીટાવ્યો છે કે જે કોઈ મારો રોગ મટાડશે એને મારૂં અર્ધું રાજ્ય આપીશ ને મારી પુત્રી પરણાવીશ. પણ કોઇનો ઈલાજ કામ લાગતો નથી.'

નીર કહે, 'મને તમારા કોઢીયા રાજાજી પાસે લઈ જશો? મારી પાસે અકસીર દવા છે.'

પેલા બ્રાહ્મણ વૈદ પાસે નીર જે દવાઓ શીખ્યો હતો એ ચમત્કારી દવાઓ હતી. એ દવાની મદદથી એણે રાજાજીનું દરદ પાંચ છ દિવસમાં જ મટાડી દીધું.

રાજાની ખુશાલીની તો વાત જ શી કરવાની? નીર જેવા સ્વરૂપવાન રાજકુમારને જમાઇ તરીકે સ્વીકારતાં એનો હરખ તો માય નહિ. એણે નીરને પોતાની રૂપરૂપના અંબાર સમી પુત્રી પરણાવી. એટલું જ નહિ પણ કરાર મુજબ અર્ધું રાજ્ય ન આપતાં આખું રાજ્ય નીરને સોંપી દીધું. પોતે જંગલમાં તપ કરવા ચાલ્યો ગયો. એ દેશ પર મહારાજા નીરની આણ વર્તી રહી.

* * *

દહાડા પર દહાડા જવા લાગ્યા. એક વેળા ફરતો ફરતો સાયર એ દેશમાં આવી ચઢયો. કોઇકને પૂછ્યું: 'ભાઈ! આ દેશના રાજાનું નામ શું?'

એણે જવાબ દીધો: 'અહીંના રાજાનું નામ તો રત્નસિંહ. પણ એમણે તો પ્રભુ ભજન માટે વનવાસ સ્વીકાર્યો છે. એમના જમાઇ નીરને રાજપાટ સોંપ્યું છે.'

સાયર ચમકયો. રાજાના દરબારમાં ગયો. મોટા ભાઇને જોતાં જ નીર સાયરને ભેટી પડયો. બંનેની આંખો



મા ને બંને દીકરા એકઠા થયા —પાન ૧૦૯

હરખનાં આંસુથી છલકાઇ ગઈ.

* * *

એક વાર દરબારમાં એક વણજારો આવ્યો. એના માલનું દાણુ ચૂકવવા બાબત ભાંગજડ પડી હતી. દરબારમાં રકઝક ચાલતી હતી ત્યાં વણજારો કહે: 'એ મહારાજ! જરા જલદી કરો. મને જરૂરનું કામ છે.'

'શું ?' નીરે પૂછયું.

'રાજાજી !' વણજારો બોલ્યો, 'મારી વણજાર સાથે એક મહાન સતિ સ્ત્રી છે. કોઇ રાજાની રાણી હોય એમ લાગે છે. એને પૂજા કરવાની વેળા થઇ ગઇ છે. એના રૂડા પ્રતાપે તો મને વેપારવણજમાં લીલાલહેર થઇ છે. એ દેવીને હું જરા પણ ઓછું આવવા દઇ શકું એમ નથી. જોઈએ તો બેવડું દાણુ લ્યો, પણ મને જલદી જવા દો.'

રાજાએ એના દાણુનો તાબડતોબ નિકાલ કર્યો. એ ને સાયર બંને એની સાથે એના મુકામ પર ગયા. એ દેવી બીજી કોઇ જ નહિ પણ એમની વહાલી માતુશ્રી મહારાણી મલયાગીરી જ હતી!

મા ને બંને દીકરા એકઠા થયા. હવે ચંદનરાજાની ભાળ આવવાની બાકી રહી.

રાણીએ એક ટેલીયો ભટ્ટ બોલાવ્યો. એને એક દુહો મ્હોંએ કરાવ્યો.

'ક્યાં ચંદન, ક્યાં મલયાગીરી ?
'ક્યાં સાયર ક્યાં નીર ?'

એ મુજબ બોલતાં બોલતાં દેશ દેશાવરમાં ફરવા

જણાવ્યું. જે કોઈ એના નિયમ મુજબ જવાબ આપે તેને માનભેર નીરની પાસે તેડી લાવવા સૂચવ્યું. દુહાનો જવાબ નીચે પ્રમાણે હતો :

'જ્યમ જ્યમ પડે વિખુટડાં,
'ત્યમ ત્યમ સહે શરીર.'

ટેલીયો તો ચાલી નીકળ્યો. અનેક દેશ ફર્યો. દહાડા વીત્યા, અઠવાડિયાં વીત્યાં; મહિનાઓ વીત્યા. એણે હવે રાજાના મેળાપની આશા છોડી. પોતાના દેશ તરફ નદીમાં બેસી પાછો ફરતો હતો ત્યાં રસ્તામાં એણે પેલો દુહો લલકાર્યો.

નદી કિનારે માછલાં પકડતો એક અલમસ્ત જેવો માછીમાર બોલી ઉઠયો : 'મહારાજ, સાંભળો જવાબ :

'જ્યમ જ્યમ પડે વિખુટડાં,
'ત્યમ ત્યમ સહે શરીર.'

'કોણુ ? મહારાજ ચંદન ?' ટેલીયો પોકારી ઉઠયો.

'હા ભાઇ, હું જ અભાગી મહારાજા ચંદન !'

* * *

ચંદન ટેલીયાની સાથે ગયો. રાણી ને પુત્રોને મળ્યો. નીરના રાજ્યના જંગી લશ્કર વતી ચંદનાવતી પર હુમલો કર્યો. દુશ્મન રાજાને નસાડી મૂકયો. રાજગાદી પાછી મળી. બધો વૈભવ પણુ પાછો મળ્યો.

હીંડોળાખાટ પર હીંચતા રાજાને પાનનું બીડું આપતાં મલયાગીરી બોલી : 'મહારાજ ! આપણા ઉપર પણુ ભારે વીતી ગઇ. એના ઉપરથી આપણે શું શીખવાનું છે ?'

'શાણી રાણી!' રાજાએ જવાબ દીધો, 'ગમે તેવા સંકટને પણ સહન કરે તે જ છેવટે જીતે છે. આફતોથી ગભરાઇને ડગી જાય છે તેનો નાશ થાય છે.'

રાણીને પાછલી વાત યાદ આવતાં કમકમી આવી. તે ગળગળા સાદે બોલી: 'ભગવાન આવા દુ:ખના દહાડા દુશ્મનને પણ ન દેખાડો.'

* * *

એ ચંદનાવતી નગરી આજના વડોદરા શહેરની નજીક હતી એમ કેટલાકો માને છે. ચંદનાવતી નગરીનો સ્થાપનાર એ જ ઉપર વર્ણવેલો મહારાજા ચંદન.*

***

---

* ગુજરાતની દંતકથા.

## મોતનો સાદ

એક માણસ હતો. એની એક માત્ર ઇચ્છા કોઇ પણ રીતે પૈસાદાર થવાની હતી. રાત દહાડો એની ને એ જ ચિંતા. સવારસાંજ એની એ વાત. ધનવાન કેમ થવાય? એને એમ જ લાગતું હતું કે દુનિયામાં બધું સુખ દોલતમાં સમાયું છે.

એની ઇચ્છા આખરે ફળી. એ ખરેખરો ધનવાન થઇ ગયો. એણે હજારો રૂપિયા મેળવ્યા. એની નાણાં કોથળીઓ હમેશાં ભરેલી જ રહેતી. કદી સાંકડી થતી નહિ.

એના ધારવા મુજબ તો હવે એને સુખ મળવું જ જોઇતું હતું. પૈસાદાર માણસને શું ઓછું પડે છે?

પણ એની ધારણા ખોટી પડી. લાખો રૂપિયા કમાયા પછી એની ચિંતા તો ઉલટી વધી પડી. ચિંતામાં ને ચિંતામાં એ સુકાવા લાગ્યો. એ બાબતમાં એને કશો રસ્તો

ન જડયો. એને શાની ચિંતા હતી? એ એમ વિચારતો હતો કે, આ બધી દોલત તો મળી છે. પણ હું મરી જઇશ ત્યારે મારા પૈસાનું શું થશે? આ મહેલ જેવાં મકાનો, આ સ્વર્ગ જેવા મનોહર બગીચા, આ દેવકન્યાઓનાં પણ દિલ ડોલાવે એવા દાગીના ને ઝવેરાત, એ બધું મારે અહીં જ છોડી જવું પડશે ને? મુઆ પછી એ કાંઇ સાથે લઇ જવા-વાનું છે? આટલી બધી લક્ષ્મીને મારે શું છોડી જ દેવી પડશે?

શું કરવું એની સમજ ન પડે. કોઈ પણ યુક્તિથી મર્યા પછી નાણું બીજી દુનિયામાં તો લઈ જવાય એમ હતું જ નહિ. એણે વિચાર કર્યો કે આ દેશ છોડી આપણે એવા દેશમાં જવું કે જ્યાં કોઇ મરી જતું જ ન હોય. બસ, મરવું ન પડે એવો દેશ જડે તો બધી દોલત ત્યાં લઇ જઇને રહેવું. પછી કશી ફિકર જ નહિ.

એ તો બૈરી ને નોકરચાકરોને ઘરબાર ને મિલ્કત સોંપી એવા દેશની શોધમાં ચાલી નીકળ્યો.

આખી દુનિયામાં ફરી વળ્યો. દેશ જોયા, દેશાવર જોયા, જાતજાતના મુલકમાં અથડાયો: પણ કોઈ પણ ઠેકાણે મોત કોઇને છોડતું હોય એમ જણાયું નહિ.

આખરે ફરતો ફરતો એ એક વિચિત્ર દેશમાં આવી ચડયો. ત્યાંના લોકોને પૂછતાં જણાયું કે આ દેશમાં કોઇને મોત આવતું નથી.

'ત્યારે અહીં વસતિ બહુ જ વધી જતી હશે, નહિ?' એણે ત્યાંના લોકોને પૂછ્યું.

એમણે ખુલાસો કર્યો: 'અહીં મોત તો કોઇને આવતું

નથી, પણ જ્યારે માણસનો આવરદા પૂરો થાય છે ત્યારે એક પ્રકારનો ગેબી અવાજ એને સાદ મારે છે. એ અવાજ સાંભળતાની સાથે જ એ માણસ એની પાછળપાછળ કોણ જાણે ક્યાંય જાય છે. કોઈનો રોકયો રોકાતો નથી. ને એ ગયો તે ગયો. ફરીથી પાછો આવતો જ નથી !'

પેલો માણસ કહે: ' પણ જેનો આવરદા ખૂટે તેને જે અવાજ સંભળાય છે તે અવાજ કરનાર એને દેખા દે છે ?'

' હા, જેનો આવરદા આવી રહ્યો હોય તે એ ગેબી અવાજને સાંભળે છે પણ ખરાં, ને એ બોલનારને જોઈ પણ શકે છે.' લોકોએ જવાબ આપ્યો.

એ માણસને ભારે નવાઈ લાગી. એ ગેબા અવાજ તો બોલાવે, પણ જનાર કેવા મૂર્ખા ? જાય તો શું કરી લે ? કોઈનું મોત તો એ મુલકમાં થતું જ ન હતુ. તો પછી એ મૂરખાઓ આવરદા ખૂટે ત્યારે શું કામ જતા હશે ? શા માટે એ અવાજ કરનારનો હુકમ માનતા હશે ? બસ, આપણે તો આપણાં માણસોને સમજાવી દઇશું કે કોઇએ જવું જ નહિ. છો ને અવાજ આવ્યા કરે ?

એ તો પોતાના દેશમાં જઈ બૈરીછોકરાંને લઈ પેલા મોત વગરના મુલકમાં આવ્યો. ખૂબ મોજથી એશઆરામમાં દહાડા કાઢવા લાગ્યો. એના હૈયે નિરાંત હતી. પોતાની બૈરીને એણે સ્પષ્ટ સમજાવ્યું હતું કે તારો આવરદા ખૂટે ને તને કોઇ ભેદી ઈસમ ઈસારત કરીને બોલાવે તો તારે જવું જ નહિ, ને અવાજની દરકાર પણ કરવી નહિ.

એક દિવસે જમી પરવારી એ માણસ અને એની

સ્ત્રી ખુશ મિજાજથી વાતો કરતાં હતાં ત્યાં ઓચીંતી એની સ્ત્રી ચમકી. એ ટગરટગર કાંઇક જોતી હોય એમ લાગ્યું.

જોતજોતાંમાં એ ચીસ પાડીને બોલી ઉઠી: 'હું આવું છું! આવું છું!'

એમ બોલી ઓઢવાનો ડગલો અંગ પર નાખી લઈ એ તો ચાલવા મંડી

એનો ધણી સમજી ગયો કે મોતનું તેડું આવ્યું ખરૂં! એણે સ્ત્રીનો હાથ જોરથી પકડયો ને બોલ્યો: 'ગાંડી! હાથે કરીને મૂરખ બને છે? એ તો તને બોલાવે છે, પણ તું જાય છે શું કામ? જઈશ નહિ. જવાની જરા ય જરૂર નથી.'

'પણ તમે જોતા નથી કે એ અવાજ મને સાદ દઈ રહ્યો છે? હું કાંઇ જતી રહેવાની નથી. પણ એ કેમ બોલાવે છે એ જાણવા તો હું જવાની, ને જરૂર જવાની!' સ્ત્રી બોલી.

'ઓ મૂર્ખી! હાથે કરીને શું કામ મોત માગે છે? બેસ, નથી જવાનું!'

એણે ઘરનાં બધાં બારી બારણાં સજ્જડ બંધ કરી સાંકળ ને તાળાં લગાવી દઈ ચાવીઓ પોતાના ખીસામાં મૂકી દીધી.

'ભલે ત્યારે, તમારી એવી ઇચ્છા છે, તો નહિ જાઉં. હવે બારણાં ઉઘાડો.' સ્ત્રી બોલી.

'હં, હવે કેવી ડાહી?' એણે બારણાં ઉઘાડી નાખ્યાં. મનમાં મલકાવા લાગ્યો કે હું કેવો ડાહ્યો? મોતને પણ મેં પાછું કાઢયું!

પણ એ વિચાર કરી રહે એટલામાં તો ઝડપથી એની

સ્ત્રી બારણાની બહાર નીકળી ગઈ. એ પાછળ પડ્યો અને એનો હાથ પકડ્યો. સ્ત્રીએ હાથ પાછો ફેરવી કોટનાં બટન કાઢી નાખ્યાં, ને જોરથી આચકો માર્યો. એના ધણીના હાથમાં ઓઢવાનો ડગલો ( ઓવરકોટ ) આવ્યો, ને સ્ત્રી તો જોરથી દોડી !

કોણ જાણે એનામાં એટલું બધું દોડવાનું બળ ક્યાંથી આવ્યું હતું ? થોડી વારમાં જ પેલો માણસ તો હાંફી ગયો ને બડબડતો બડબડતો પાછો ફર્યો. એણે વિચાર કર્યો: હાથે કરીને એ ગઇ તેમાં હું શું કરૂં ? પણ બચ્ચાજી ! મને તેડી જવા આવજે એટલે ખબર પડશે. આ મૂર્તિ બીજા જેવી નથી.

*　　　*　　　*

વળી થોડાં વરસ વીતી ગયાં. એક દહાડો એ માણસ હજામત કરાવવા બેઠો હતો. અચાનક એણે કાંઇક જોયું. કાંઈક વિચિત્ર ગેબી અવાજ સાંભળ્યો. એ ચમક્યો. ક્રોધથી દાંત પીસીને બોલ્યો: ‘ હવે જા જા. બહુ આવ્યા છે તારા જેવા. તું તો શું, પણ તારો દાદો આવે તો પણ હું નથી આવવાનો. ’

વળી પાછો થોડી વાર રહીને એ બોલવા લાગ્યો: ‘ તને કહ્યું ને કે અહીંથી જા ? નથી સાંભળતો ? ફરી કહું છું કે જતો રહે, નહિ તો જોવા જેવું થશે. ’

વળી થોડી વાર રહીને ખૂબ ઉશ્કેરાઇને બોલ્યો: ‘ તું નથી જ માનવાનો, કેમ ? ઉભો રહે, તારી ખબર લઉં છું. ’

એણે હજામના હાથમાંથી અસ્ત્રો ઝૂંટાવી લીધો ને દોડ્યો ઘરની બહાર.

હજામને પણ નવાઇ લાગી કે આ શેઠ બેબાકળો બની ક્યાં દોડે છે? લાવ, જોઉં તો ખરો? એ પણ પાછળ દોડયો.

પેલો માણસ તો ગાંડાની જેમ બકતો જાય કે, 'જાય છે કે લગાવું?' અને દોડતો જાય. પાછળ હજામ ચાલ્યો.

એ તો દોડયો, દોડયો, તે ખૂબ દોડયો. શહેરની ભાગોળ વટાવી, પાધર વટાવ્યું ને જંગલમાં ગયો.

ઓચીંતી પેલા માણસે ઠોકર ખાધી, ને 'બાપ રે!' કરી ઉંધે માથે ગબડી ગયો. હજામે નજર કરી તો એની આંખે અંધારાં આવ્યાં. જબરી ઉંડી ખીણ હતી. એના મથાળેથી પેલો માણસ ગબડી પડયો હતો. નીચે એવું કાળું ઘોર અંધારૂં હતું કે અંદર શું છે એની ખબર પડી શકે એમ ન હતું.

હજામ તો ગયો ગામમાં. મોતનો સાદ આવે ત્યારે માણસ ક્યાં જાય છે એ વાત લોકોને કરી. બધા એ જગાએ જોવા ચાલ્યા.

પણ જઇને જુએ છે તો ત્યાં તો ખીણ પણ ન મળે ને કાંઈ પણ ન મળે! સાવ સપાટ જમીન! બધાંને નવાઇ લાગી. પોતાને ઘેર પાછાં ફર્યાં.

મોતને હંફાવનાર આખરે ઠરાવેલા વખતે જ મોતને શરણ થયો!

એ દિવસથી એ મુલકના લોકોને મોતનો સાદ સંભળાતો બંધ થઇ ગયો. બીજા લોકોની માફક જેનો મરવાનો વારો આવે તે કુદરતી રીતે મરવા લાગ્યાં.

સાચે જ, મોત કોઈને છોડતું નથી.*

---

* રૂમાનીયન દંતકથા

# શેરને માથે સવાશેર

અમેરિકા નામનો દેશ છે. એમાં અગાઉ ગુલામીનો ધંધો ચાલતો. આફ્રીકાના અજાણ્યા ભાગોમાંથી ગોરા લોકો ગુલામોને પકડી લાવતા. એમને નીગ્રો કહેતા.

પછી તો અમેરિકાના ગોરા લોકો સમજ્યા. એ દેશ-માંથી ગુલામીનો રિવાજ નાબૂદ થયો. હજારો ગુલામોને સ્વતંત્રતા મળી. હાલ પણ અમેરિકામાં એ કાળા હબસી લોકોની મોટી વસતિ છે.

એ હબસી લોકો પાસે પણ વાતોના ભંડાર ભર્યા છે. એમની એક વાત નીચે આપી છે:

સસલાભાઇ મહા લુચ્ચા ને તોફાની હતા. પોતાના પડોશીઓને સસલાભાઈ જાતજાતની યુક્તિઓ કરીને બનાવ. એના પાડોશીઓ એને પકડીને પૂરો કરવા ઇચ્છતા પણ

સસલાભાઇ એટલે સસલાભાઇ ! એવા તો ચાલાક કે કદી હાથમાં આવે જ નહિ !

એક વાર રસ્તામાં વરૂ અને શિયાળનો મેળાપ થયો. બધાંને સસલા સાથે વેર, પણ શિયાળને તો સૌથી વધારે વેર. શિયાળને તો સસલાને મારી નાખ્યાનો પણ સંતોષ, ને એને ખાઇ જવાની પણ મજા પડે ! એટલે એ તો સસલો ક્યારે હાથમાં આવે એની રોજ રાહ જોતો હતો.

વરૂ કહે: 'શિયાળભાઈ, ગમે તેમ કરી એ લુચ્ચા સસલાને તો હવે પકડવો જ પડશે. કાંઇક યુક્તિ કર્યા વગર એ પકડાશે નહિ. તમે એક કામ કરો. ઘેર જઈ પથારીમાં લાંબા થઇને સુઇ જાઓ. મરી ગયા છો એવો બરાબર દેખાવ કરજો. બિલકુલ બોલશો નહિ. હું સસલાને તમારે ઘેર મોકલીશ. તમને મરી ગયેલા જાણી એ તમારી પાસે આવે, અને તમારા શરીરને પગ અડકાડે એટલે પછી આપણે એની બરાબર ખબર લઈશું.'

શિયાળે હા પાડી. ઘેર જઇને લાંબો થઇ મરી જવાનો ઢોંગ કરીને સુઇ ગયો.

વરૂ ગયો સસલા પાસે.

' સસલાભાઈ, સસલાભાઇ, બુરૂં થયું. ગરીબ બિચારો શિયાળ મરી ગયો.' એણે કહ્યું.

સસલું એ વાત માને નહિ.

વરૂ કહે: ' હું તો આ ચાલ્યો કબ્રસ્તાનમાં સવડ કરવા. એને બિચારાને દાટવાની તો ગોઠવણ કરવી પડશે ને ? એ કાંઇ ચાલે ? આ વખતે જોઇ રહેવાય ?'

વરુ ચાલતું થયું.

શિયાળ ખરેખર મરી ગયું હશે ? સસલાના મનમાં ભાંજગડ ચાલી. લાવ, જઇને તપાસ કરી આવું.

સસલાભાઈ તો ચાલ્યા શિયાળભાઇને ત્યાં. જઇને જુએ તો બોડનું બારણું ઉઘાડું. અંદર પથારીમાં મડદું બનીને શિયાળભાઇ પડેલા. ન હાલે કે ચાલે.

પણ સસલાભાઈ બડા પક્કા હતા. એમ એકદમ શિયાળ ઉપર વિશ્વાસ મૂકી દે એવા સુંવાળા નહોતા. પોતાના મન સાથે એ બડબડવા લાગ્યો: 'ગરીબ બિચારા શિયાળભાઈ! અરેરે ! તમે તો મને ખાઈ જવાના હતા ! અને મારા પહેલાં તમે તો મરી ચાલ્યા. તમને પાસે આવી સુંઘવાનું બહુ મન થાય છે. પણ તમે ખરેખરા મરી ગયા છો એની શી ખાતરી ? મારી ખાતરી થાય કે તમે મરી જ ગયા છો, તો તો હમણાં આવું. મેં સાંભળ્યું છે કે શિયાળવાં મરી જાય ત્યારે એનો જમણો પગ હાલહાલ થાય છે. તમારો પગ હાલે છે કે નહિ ? હાલતો હોય તો તો પછી મરી ગયા છો એવી મારી ખાતરી થાય, ને હું તરત તમારી પાસે આવું.'

શિયાળ સમજ્યો કે પગ હલાવીશ એટલે સસલું પાસે આવશે !

એણે જમણો પગ હલવવા માંડયો.

સસલાભાઈ શિયાળના ઢોંગ સમજી ગયા. ઠેકડો મારતા તે બોડની બહાર નીકળી પડયા. ઝડપથી દોડતા ઘરભેગા થઈ ગયા. શિયાળ ને વરુ હાથ ઘસતા રહી ગયા.

[ ૨ ]

શિયાળ જેવા લુચ્ચામાં લુચ્ચા જનાવરને પણ બનાવી ગયો એટલે સસલાભાઈનો રૅાફ માય નહિ. જંગલનાં બધાં જનાવરો સસલાથી ડરતાં રહે. સસલાભાઇ રૂવાબમાં ને રૂવાબમાં રહે.

એનો મિજાજ જોઇ આખરે એક કાચબાને એને બનાવવાનું મન થયું.

એક વાર સસલાને કાચબો કહે: ‘ સસલાભાઈ, શિયાળને હરાવ્યો પણ મને હરાવો ત્યારે ખરા!’

સસલો મિજાજથી બોલ્યો: ‘ તું તારે રસ્તે પડ, ભાઇ. મારી સાથે હોડ બકવાનું તારૂં ગજું નહિ. ’

કાચબો કહે: ‘ મ્હોંના ફડાકા મારવાની વાત નહિ. ચાલો, હું તમને હરાવું. આપણે કાલે દોડવાની સરત કરીએ. તમારે જમીનપર દોડવું ને મારે પાણીમાં દોડવું. પાંચ ગાઉ જવાનું. જે પહેલો આવે તે જીતે. પછીથી આવે તેણે હાર કબૂલ કરવાની. બોલો, છે કબુલ ? ’

સસલાએ ખુશીથી હા પાડી. કાચબો જમીન ઉપર ઘસડાતો ઘસડાતો ચાલે ને પાણીમાં પણ બહુ ઝડપથી તો ન જ ચાલી શકે. સસલાના ઠેકડાને લીધે એની પવનવેગી દોડ આગળ કાચબાનું કશું ન ચાલે. એણે તો મનમ મલકાતાં મલકાતાં હા પાડી.

નદી કિનારે બંનેએ મળી જગા નક્કી કરી. નદીના કિનારે જમીન ઉપરના રસ્તે સસલો બીજે દહાડે બપોરે

બાર વાગે ચાલવા માંડે. એ જ વખતે એ જગાએથી નદીના પાણીમાં કાચબો ચાલવા માંડે.

બંને પોતપોતાને ઘેર ગયા. બીજે દહાડે બપોરે બાર વાગે ઠરાવેલી જગાએ મળવાનું ઠરાવ્યું.

કાચબાને સ્ત્રી હતી. એને ચાર બચ્ચાં હતાં. એ બચ્ચાં મોટાં થયાં હતાં ને લગભગ કાચબા જેવડાં જ દેખાતાં હતાં. કાચબાએ રાતોરાત કાચબીને સરત શરૂ કરવાની હતી તે જગાએ રાખી, ને એને બધી હકીકત સમજાવી દીધી.

પહેલા ગાઉએ પહેલા બચ્ચાને મૂકર્યું. બીજા ગાઉએ બીજા બચ્ચાને મૂકર્યું. ત્રીજા ગાઉએ ત્રીજાને, ને ચોથા ગાઉએ ચોથાને મૂકર્યું. છેક જીતવાની જગા આગળ પોતે પહોંચી ગયો.

બીજે દહાડે બપોરના બાર વાગ્યા એટલે સસલો શરત દોડવાની હતી તે જગાએ આવ્યો ને બૂમ પાડી: ‘ કાચબાભાઈ, તૈયાર છો કે ? ’

અવાજ ઓળખાઇ ન જાય માટે કાચબી ધીમેથી બોલી: ‘ એ હા. ’

‘ હં ત્યારે, મંડો ચાલવા. આ એક-બે-ત્રણ.’ સસલો બોલ્યો ને દોટ મૂકી.

કાચબીએ પણ પાણીમાં ડુબકી મારી.

સસલો તો હોંશભેર દોડયો ને એક ગાઉ જોતજોતામાં પહોંચી ગયો. એની તો ખાતરી હતી કે કાચબો તો કયાંય

પાછળ રહ્યો હશે. છતાં તપાસ કરવા પાણીમાં નજર ફરી તો કાચબો પાણીમાં તરતો જણાયો !

ખરી રીતે તો એ કાચબાનું બચ્ચું હતું, પણ કાચબાની ચાલાકીની એને ખબર નહિ, એટલે એ તો એને ખરો કાચબો જ માનીને બેઠો હતો.

સસલો તો જોરથી ઠેકડા મારીને આગળ દોડવા લાગ્યો. ઝટપટ બીજા ગાઉ સુધી જઇ પહોંચ્યો. એના મનમાં ખાતરી હતી કે આ વખત તો જરૂર કાચબાભાઈ પાછળ રહી ગયા હશે, ને નક્કી આપણે જ સરત જીતીશું; પણ નજર કરી તો કાચબાનું બીજું બચ્ચું પાણીમાં પગ હલાવી ડબ–ડબ ડબ–ડબ જતું હતું !

હવે સસલો જરા ગભરાયો. એણે વિચાર કર્યો: 'આ કાચબો પાણીમાં બહુ ઝડપથી ચાલતો જણાય છે. હું આટલો ઝડપથી દોડું છું તો પણ કાચબો તો આગળનો આગળ ! ઠીક છે, હવે બતાવું છું.'

એણે તો શ્વાસભેર દોટ મૂકી, ને જોતજોતામાં ત્રીજા ગાઉની હદ આગળ આવી પહોંચ્યો. કાચબાનું બીજું બચ્ચું પીઠ એકલી બહાર રાખી પગ હલાવતું હલાવતું જોરથી તરતું જણાયું.

સસલાએ પાછી દોટ મૂકી. ઠેકડા ઉપર ઠેકડા મારી શ્વાસભેર ચોથા ગાઉની હદ આગળ આવી પહોંચ્યો. પાણીમાં નજર કરી તો કાચબાનું ત્રીજું બચ્ચું શ્વાસભેર બને એટલી ઝડપથી પાણીમાં તરી રહ્યું છે ! એ તો બિચારો આ બધાં કાચબીનાં બચ્ચાંને કાચબો જ સમજતો હતો.

હવે તો એ ખરેખરો ગભરાયો. ચાર ચાર ગાઉ સુધી એકે શ્વાસે દોડવાથી એને હાંફ માતી નહોતી. છતાં હવે છેલ્લો પ્રયત્ન કર્યા વગર છૂટકો નહોતો.

જીંદગીમાં ન દોડયો હોય એવા જોરથી એણે દોટ મૂકી. પલક વારમાં પાંચમો ગાઉ પૂરો કરી નાંખ્યો, ને જીતવાની જગાની લગોલગ આવી પહોંચ્યો. નજર કરે તો કાચબાભાઈ હસતા હસતા સામે જ ઉભા હતા !

કાચબો કરડાકીમાં બોલ્યો: ‘ કેમ ભાઇબંધ ! રસ્તામાં કાંઈ ઉંઘબુંઘ આવી હતી કે શું ?’

આ રીતે લુચ્ચામાં લુચ્ચા ગણાતા સસલાભાઈની કાચબા જેવા પછાત બુદ્ધિના પ્રાણીએ ખોડ ભૂલાવી.

શેરને માથે સવાશેર હોય છે જ.

**દેશદેશની અદ્ભુત વાતો–ભાગ ૧–સમાપ્ત**

# બાળ સાહિત્યનાં સચિત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| દેશદેશની વીર કથાઓ | (રમણલાલ શાહ) | ૦-૧૨-૦ |
| પા પા પગલી | ,, | ૦-૬-૦ |
| બિલોરી પહાડ | ,, | ૦-૩-૦ |
| કાગળપત્રો | ,, | ૦-૩-૦ |
| દેશ દેશની અદ્ભુત વાતો | ,, | ૦-૧૦-૦ |
| અરમસ્તાની આનંદરજની | ,, | ૧-૪- |
| ગોવિંદનું ખેતર અને બીજી વાતો | (ધૂમકેતુ) | ૧-૨-૦ |
| વિરાંગના અને બીજી વાતો | ,, | ૦-૨-૦ |
| સુંદર વાતો | (ગિજુભાઈ) | ૦-૬-૦ |
| મોટી બહેન | ,, | ૦-૮-૦ |
| દેવકથાઓ | ,, | ૦-૬-૦ |
| અલીબાબા | ,, | ૦-૫-૦ |
| રૂપકથા ભાગ ૧-૨ | | ૦-૮-૦ |
| બાપુની કુચ | | ૦-૫- |
| બાવલાનાં પરાક્રમો | (સૌ. હંસા મહેતા) | [illegible] |
| ગલીવરની મુસાફરી ભાગ ૧ લો | ,, | [illegible] |
| ફૂલમાળા ભાગ ૧-૨ | | [illegible] |

લખો :

**ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય : ગાંધી રોડ : અમદાવાદ**

મુખપૃષ્ઠ એડવાન્સ પ્રી. માં છાપ્યું. પીરમશા રોડ, અમદાવાદ.